શ્રીમદ્ રાજચંદ્ર જયંતી માળા–૧

શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત

# આત્મસિદ્ધિશાસ્ત્ર

સંપાદક
મુકુલભાઈ કલાર્થી



ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ–૯

# પ્રકાશકનુ નિવેદન

આ નાનકડો અધ્યાત્મ ગ્રંથ પ્રસિદ્ધ કરતા આનંદ થાય છે કવિશ્રી રાજચંદ્રના ભક્ત સ્વ૦ પૂંજાભાઈ હીરાચંદ ગાંધીજીના મિત્ર હતા અને તેમની પ્રવૃત્તિમા હમેશ રસ લેતા છેવટે પોતાની વૃદ્ધાવસ્થા હોવા છતા ૧૯૩૦મા દાંડી જવા તે તૈયાર થયા હતા તેમણે વિદ્યાની પ્રવૃત્તિમાં પણ સારી મદદ કરી હતી જેના ફળ સ્વરૂપે તેમણે વિદ્યાપીઠને જૈન ધર્મગ્રંથો ગુજરાતીમા ઉતારવાનું કામ સોંપેલુ તે સાથે તેમની એવી પણ ઇચ્છા હતી કે કવિશ્રી રાજચંદ્ર નિમિત્તે પણ કાંઈક સ્મારક રૂપે કરવુ તે પરથી જૈન પ્રકાશન સમિતિએ ઠરાવ કર્યો છે કે જૈન પ્રકાશન માળાની સાથે બીજી એક ગ્રંથમાળા 'શ્રી રાજચંદ્ર જયંતી માળા' નામથી યોજવી અને તેનું પહેલું પુસ્તક કવિશ્રીનુ 'આત્મસિદ્ધિશાસ્ત્ર' એ બહાર પાડવુ તે મુજબ આ પ્રસિદ્ધ કરવામા આવે છે ભાઈ મુકુલભાઈ કલાર્થીએ તે કામ માથે લઈ શ્રી ગોપાળદાસ પટેલને એટલી જવાબદારીથી મુક્ત કર્યા છે મુકુલભાઈ વિદ્યાપીઠના નવા સેવક છે તે એમ એ થયેલા છે અને ધર્મ શિક્ષણ કળા તથા સાહિત્યમા ખૂબ રુચિ રાખે છે આ પુસ્તકનુ સંપાદન કરવામા વાચક તેમનો એ રસ સહેજે જોઈ શકશે પં૦ સુખલાલજીએ એમા માર્ગદર્શન કર્યું અને પ્રસ્તાવના આપી તે માટે વિદ્યાપીઠ તરફથી તેમનો આભાર માનુ છું.

૧-૧-૧૯૫૪

# અનુક્રમણિકા

# ઉપોદ્‌ઘાત

## ૧ શ્રીમદ્ રાજચંદ્ર

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો?

આવા અપૂર્વ અવસરની ભાવના ઉત્કટપણે સેવનારા અને ઉત્તરે એ ઉચ્ચ ભાવનાની સ્થિતિ પામનારા શ્રીમદ્ રાજચંદ્રનો જન્મ સૌરાષ્ટ્રમાં મોરબી પાસે આવેલા વવાણિયા નામના ગામમાં સંવત ૧૯૨૪ના કારતક સુદ ૧૫ ને શુભ ગણાતે દિવસે થયો હતો. એમનું બાળપણનું નામ રાયચંદભાઈ હતું. એમના પિતાશ્રીનું નામ રવજીભાઈ પંચાણભાઈ મહેતા હતું અને માતુશ્રીનું નામ દેવબાઈ હતું.

શ્રીમદ્ બાલ્યકાળમાં વૈષ્ણવ તેમ જ જૈન ધર્મના સંસ્કારો પામ્યા હતા. એમના પિતામહ શ્રીકૃષ્ણના ભક્ત હતા. તેમની પાસે નાનપણમાં તેમણે કૃષ્ણભક્તિનાં પદો સાંભળ્યાં હતાં. તેથી તેમને એ વયથી જ ઈશ્વર અને અવતારો પ્રત્યે ભક્તિ તથા પ્રીતિ ઉત્પન્ન થયાં હતાં. રામદાસજી નામના એક સાધુ પાસે તેમણે કંઠી પણ બંધાવી હતી. પરંતુ માતૃપક્ષે જૈન સંસ્કારોનું પ્રાધાન્ય હતું. તેમનાં માતુશ્રી દેવબાઈ આથી જૈન સંસ્કાર લાવ્યાં હતાં. વળી વવાણિયાના બીજા વણિક કુટુંબો પણ જૈનધર્મી હતાં. તેઓ ઘણા વારંવાર બાળક રાજચંદ્રની સાથે ચર્ચા કરતા અને કોઈ કોઈ વાર તેમની કંઠીની તથા ભક્તિ વગેરેની ટીકા પણ કરતા. પરંતુ બાળ રાજચંદ્ર એ સૌ લોકોને પોતાના બુદ્ધિબળે યોગ્ય સમજણ આપવા મથતા.

એ અરસામા જૈનોના પ્રતિક્રમણસૂત્ર વગેરે પુસ્તકો તેમના જોવામાં આવ્યાં તેમા બહુ વિનયપૂર્વક સર્વ જગત અને જીવો સાથે મિત્રતા ઇચ્છી છે તેથી તેમા તેમની પ્રીતિ થઈ હતી સ્વચ્છ રહેવાના તેમ જ બીજા આચાર વિચાર તેમને વૈષ્ણવના પ્રિય હતા અને તેમા જગત્ કર્તાની શ્રદ્ધા પણ ભળી હતી પરંતુ નાનપણથી જ વૈરાગ્યપ્રધાન એવું તેમનું ચિત્ત ભોગપ્રધાન વૈષ્ણવ સંપ્રદાય કરતા ત્યાગપ્રધાન જૈનધર્મ તરફ વધારે ને વધારે ખેચાતું ગયું એમા એક વાર કંઠી તૂટી ગઈ અને ફરીથી તે બાધી નહીં ને વેળા બાધવા ન બાધવાનું કંઈ કારણ પણ તેમણે શોધ્યુ નહોતુ આમ તેર વર્ષની વય સુધીમા તેઓ જૈન ધર્મના રંગે પૂરેપૂરા રંગાઈ ગયા હતા

સાત વર્ષ સુધીનો સમયગાળો તેમણે રમતગમતોમા વ્યતીત કર્યો હતો પરંતુ તે વખત દરમ્યાન વિચિત્ર કલ્પનાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ તેમના અંતરમા થયા કરતી હતી રમતગમતમા પણ વિજય મેળવવાની અને રાજેશ્વર જેવી ઊંચી પદવી પામવાની પરમ જિજ્ઞાસા રહ્યા કરતી

એ સાત વર્ષની વયે તેમના જીવનમા એક મહત્ત્વની ઘટના બની વવાણિયામા અમીચંદ નામના એક ગૃહસ્થ હતા તે શ્રીમદ્ પર વહાલ રાખતા હતા એક વખત તેમને સર્પ કરડ્યો તેથી તે તત્કાળ ગુજરી ગયા આ વાત સાભળતા બાળક રાજચંદ્ર તેમના પિતામહ પાસે ગયા ગુજરી જવુ એટલે શુ એનો ખ્યાલ તેમને નહોતો એટલે તેમણે પિતામહને પૂછ્યુ 'અમીચંદ ગુજરી ગયા કે ?"

પિતામહે વિચાર્યુ કે એ વાતની બાળકને ખબર પડશે તો ભય પામશે એ કારણથી તેમણે બાળકનુ ધ્યાન બીજે દોરવા સારુ જમવા બેસતા કહ્યું અને બીજી આડીઅવળી વાતો કરવા માંડી પણ બાળક રાજચંદ્રે ગુજરી જવા વિષે આ પહેલી જ વખત સાભળેલું હોવાથી તે સમજવાની તીવ્ર જિજ્ઞાસા તેમને થઈ હતી એટલે ફરી ફરી તે જ સવાલ તેઓ કરતા રહ્યા એટલે પિતામહે છેવટે થાકીને કહ્યુ હા, એ વાત ખરી છે'

બાળક રાજચંદ્રને એનાથી કાંઈ ઓછો સંતોષ થાય? તેમણે પૂછ્યું : " દાદાજી, મુડદું જવું એટલે શું?"

પિતામહ કહે : તેમાંથી જીવ નીકળી ગયો અને હવે તે હાલી, ચાલી કે બોલી શકે નહિ વળી ખાવું પીવું કશું કરી શકે નહિ. માટે તેને તળાવ પાસેના સમશાનમાં બાળી આવશે

પછી રાજચંદ્ર થોડી વાર ઘરમાં આમતેમ ફરી છાનામાના તળાવે ગયા ત્યાં પાળ ઉપરના બે શાખાવાળા બાવળ ઉપર ચડી જોયું તો ખરેખર ચિતા બળતી હતી! કેટલાક માણસો આસપાસ બેઠેલા જોયા તે વખતે રાજચંદ્રને વિચાર થયો કે આવા માણસને બાળી દેવો એ કેટલી ક્રૂરતા? આવું શા માટે થયું? આમ તેઓ તીવ્રતાથી વિચાર કરતા હતા એવામાં તેમના અંતરનો પડદો ખસી ગયો તેમને માણસના જન્મજન્માંતરનું કાંઈક દર્શન થયું અને તેઓ થોડા શાંત થયા આવો જ બીજો અનુભવ તેમને જૂનાગઢનો કિલ્લો જોવા ગયા હતા ત્યારે ફરી વાર થયો હતો અને ત્યારથી તેમને પુનર્જન્મ વિષે દૃઢ ખાતરી થઈ હતી

સાત વર્ષ પૂરાં થયાં પછી બાળક રાજચંદ્રને નિશાળે બેસાડવામાં આવ્યા તેમની સ્મરણશક્તિ એટલી તીવ્ર હતી કે એક જ વાર પાઠ વાંચી જવાથી તેમને તે તદ્દન યાદ રહી જતો તેમની એ યાદશક્તિને કારણે સામાન્ય બાળકોની પેઠે તેમને ઘેર વાંચી જવાની કાંઈ જરૂર પડતી નહીં તેથી બહારથી તેઓ અભ્યાસમાં પ્રમાદી લાગતા શાળામાં શિખવાડતી વખતે શિક્ષક પાઠ વાંચી જાય તેટલાથી જ તેમને ચાલી જતું અને એ કારણે એક માસ જેટલો સમય પણ વીત્યો નહીં એટલામાં તો તેમણે આંક પૂરા કર્યા અને બે વર્ષ જેટલી મુદતમાં સાતે ચોપડી પૂરી કરી!

તેટલી નાની ઉમરથી જ રસિક વાતો અને કથાઓ જોડી કાઢી રસિક રીતે કહી બતાવવાની તેમનામાં શક્તિ હતી આઠ વર્ષની વયથી કવિતા રચવાની તેમણે શરૂઆત કરી હતી જે પાછળથી તપાસતાં તેમને

સમાપ્ત લાગી હતી આટમા વર્ષની ઉમર દરમ્યાન તેમણે ૫૦૦૦ કડીઓ રચેલી કહેવાય છે નવ વર્ષની વયે તેમણે રામાયણ અને મહાભારત સક્ષેપમાં પદ્યમા રચ્યાં હતા

પહેલેથી જ શ્રીમદ્ સ્વભાવે બહુ સરળ અને પ્રેમાળ હતા આવો પ્રખર બુદ્ધિશાળી તેજસ્વી અને પ્રેમાળ વિદ્યાર્થી શિક્ષકો તેમ જ સહાધ્યાયીઓને પ્રિય થઈ પડ્યા વિના ન જ રહે વિદ્યાર્થીઓનો તેમના ઉપર એટલો બધો પ્રેમ હતો કે એક વખત કાંઈ કારણસર શિક્ષકે રાજચંદ્રને ઠપકો આપ્યો એટલે બીજે દિવસે તેઓ નિશાળે ન આવ્યા વિદ્યાર્થીઓ રાજચંદ્રને શાળામા ન જોતા તેમને ઘેર ગયા અને તેમની સાથે દૂર ખેતરમા ચાલ્યા ગયા આ બાજુ શિક્ષક જ્યારે શાળામા આવ્યા ત્યારે કોઈને ન આવેલું જોઈ તપાસ કરી ખેતરમાં જ્યા બધા બેઠા હતા ત્યા આવ્યા અને રાજચંદ્રને સમજાવી નિશાળમાં પાછા લઈ આવ્યા

નાનપણથી જ તેમનામા નવું જાણવાની નવું સાંભળવાની અને નવું શીખવાની તથા તેના ઉપર મનન કરવાની ભારે ટેવ હતી દશમે વર્ષે તો તેઓ ઘણા વિષયો ઉપર છટાદાર રસિક ભાષણો આપતા અગિયાર વર્ષની વયથી તેમણે ચોપાનિયામા લેખ લખવા માંડ્યા હતા અને ઇનામી નિબંધો લખી યોગ્ય પારિતોષિક પણ સંપાદન કર્યા હતા તે જ વર્ષે સ્ત્રી-કેળવણીની ઉપયોગિતા વિષે એક નિબંધ પણ તેમણે લખ્યો હતો બાર વર્ષની વયે ત્રણ દિવસમા ઘડિયાળ ઉપર તેમણે ત્રણસો કડીઓ રચી કાઢી હતી

તેર વર્ષની વયે તેઓ અંગ્રેજીનો અભ્યાસ કરવા રાજકોટ ગયા અંગ્રેજી અભ્યાસ તેમણે કેટલા વખત સુધી તથા ક્યા સુધી કર્યો હતો તેની કશી માહિતી મળી શકતી નથી પરતુ બાવીસમા વર્ષમા લખેલા એક પત્રમા તેમણે જણાવ્યુ છે શિશુવયમાથી જ એ (વિવેક વૈરાગ્ય અને મુમુક્ષુતાની) વૃત્તિ ઊગવાથી કોઈ પ્રકારનો પરભાષાભ્યાસ ન થઈ શક્યો તે માટે કઈ બીજી વિચારણા (કાંઈ ચિંતા થતી)

નથી મરવું તેથી આત્મા વધારે વિકારી થાત અને વિષયાદિક કલેશોનો નાશ જ કરવો ઇચ્છ્યો હતો જેને જે થયું તે કલ્યાણકારક જ (થયું)"

વળી તેર વર્ષની વયથી એમણે નિયમથી ખાનગીમાં નવા નવા વિષયોનો અભ્યાસ કરવા માંડ્યો હતો અને પંદર વર્ષની વય સુધીમાં ઘણા વિષયો સંબંધી વિચક્ષણ જ્ઞાન એમણે પ્રાપ્ત કર્યું હતું

તેર વર્ષ પૂરાં થયાં બાદ તેમણે પિતાની દુકાને બેસવા શરૂ કર્યું ત્યાં પણ તેમણે ગમે તેમ રમતમાં કે પ્રપંચમાં વખત ગુમાવાને બદલે પોતાનું વાચનમનન ચાલુ જ રાખ્યું એ સમય દરમ્યાન એમના અક્ષરની છટાથી કચ્છદરબારને ઉતારે તેમને લખવા માટે બોલાવતા ત્યારે તેઓ જતા હતા વળી બાળપણથી જ વ્યવહારમાં નીતિધર્મ ઉપર ભાર મૂકવાની તેમની નિર્મળ વૃત્તિ હતી તેઓ પોતે જણાવે છે પિતાની દુકાને મેં નાના પ્રકારની લીલાલહેર કરી છે અનેક પુસ્તકો વાંચ્યાં છે રામ ઇત્યાદિનાં ચરિત્રો ઉપર કવિતાઓ રચી છે જેના કોઈને મેં ઓછો અધિકો ભાવ કહ્યો નથી કે કોઈને મેં ઓછું અધિકું તોળી દીધું નથી એ મને ચોક્કસ સાંભરે છે'

સંવત ૧૯૪૦ના અરસામાં શ્રી રાજચંદ્રમાં બીજી એક અદ્ભુત શક્તિનું દર્શન થાય છે વવાણિયા ગામ નાનું હોવાથી અને સત્સમાગમનો સમાગમ થોડો હોવાથી એમનું મન પ્રવાસ તરફ રહ્યા કરતું સં ૧૯૪૦ના અરસામાં તેઓ મોરબી ગયા હતા મોરબીમાં તે વખતે શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર ભટ્ટ અવધાનના પ્રયોગો જાહેરમાં કરી બતાવતા એ જ અરસામાં મુનિશ્રી શ્રી ગટુલાલજી મહારાજ અષ્ટાવધાન કરતા એ વખતે જાણવા પ્રમાણે હિંદભરમાં બે જ પુરુષો આવી ચમત્કારી સ્મરણશક્તિવાળા ગણાતા હતા શ્રીમદ્ મોરબીમાં હતા તે સમયે શાસ્ત્રીજીના અષ્ટાવધાન થયા શ્રીમદ્ ત્યાં હાજર હતા તેમની સ્મરણશક્તિ અદ્ભુત તો હતી જ એટલે તેમણે અષ્ટાવધાન જોયા કે તરત શીખી લીધા બીજે દિવસે વસંતબાગમાં પ્રથમ

ખાનગીમાં મિત્રમંડળ સમક્ષ નવા નવા વિષયો લઈ અવધાન કરી બતાવ્યાં ત્યાર પછી જાહેરમાં બે હજાર પ્રેક્ષકો સમક્ષ બાર અવધાન કરી બતાવ્યા !

ત્યાર બાદ શ્રીમદ્ પોતાના અંગત કામ અંગે જામનગર ગયા હતા ત્યાં તેમણે વિદ્વાનોની બે સભાઓમાં અનુક્રમે બાર અને સોળ અવધાનો કરી બતાવ્યા પછી એક વાર શ્રીમદ્ બોટાદ ગયા હતા, ત્યાં તેમણે બાવન અવધાન કાંઈ પણ ખાસ પરિશ્રમ કે અભ્યાસ કર્યા વિના જ કરી બતાવ્યા એ બાવન અવધાનોનો થોડોઘણો ખ્યાલ નીચેની હકીકત પરથી આવશે —

| | | |
|---|---|---|
| ૧ | ત્રણ જણ સાથે ચોપાટ રમતા જવું | ૧ |
| ૨ | ત્રણ જણ સાથે ગંજીફે રમતા જવું | ૧ |
| ૩ | એક જણ સાથે શેતરંજ રમતા જવું | ૧ |
| ૪ | ઝાલરના પડતા ટકોરા ગણતા જવું | ૧ |
| ૫ | સરવાળા બાદબાકી ગુણાકાર ભાગાકાર મનમાં ગણ્યા જવું | ૪ |
| ૬ | માળાના પારામાં લક્ષ રાખી ગણતરી કરવી | ૧ |
| ૭ | આઠેક નવી સમસ્યાઓ પૂર્ણ કરવી | ૮ |
| ૮ | સોળ નવા સૂચવેલા વિષયો ઉપર મધ્યસ્થોએ માગેલા વૃત્તમાં કવિતા રચતા જવું | ૧૬ |
| ૯ | ગ્રીક અંગ્રેજી સંસ્કૃત અરબી લૅટિન ઉર્દૂ, ગુજરાતી મરાઠી બંગાળી, મરુ જાડેજી આદિ કોઈ પણ સોળ ભાષાના ચારસો અનુક્રમ વિહીન શબ્દો પાછા કર્તા કર્મના અનુક્રમ સહિત કહી આપવા અને તેની સાથે બીજાં કામ પણ કર્યે જવા | ૧૬ |
| ૧૦ | વિદ્યાર્થીને સમજાવવો | ૧ |
| ૧૧ | કેટલાક અલંકારના વિચાર | ૨ |
| | | ૫૨ |

એમ આવન ામની શરૂઆત એકસાથે કરવી એક કામનો કંઈક ભાગ કરી બીજા કામનો કંઈ ભાગ કરવો પછી ત્રીજાનો પછી ચોથાનો વળી પાછા પહેલા કામ ઉપર આવવુ એમ સઘળા મમ પૂર્ણ થતા સુધી ક્યા કરવા લખવુ નહિ કે ફરી પૂછવુ નહિ

સવત ૧૯૪૩મા શ્રી રાજ્યચન્દ્રની મુમ્બઈમા સ્થિતિ હતી અને ત્યાં તેમને શતાવધાન કરવાની પોતાની શક્તિનો પરિચય ફરામજી કાવસ ટ્યૂટ તેમ જ અન્ય સ્થળોએ કરાવ્યો હતો તેમની સો અવધાનો કરવાની શક્તિથી લોકો મુગ્ધ બની ગયા હતા અને તેમને સુવર્ણચંદ્રક આપ્યો હતો તથા સાક્ષાત્ સરસ્વતી નુ માનપત્ર બિરુદ આપવામા આવ્યુ હતુ ઠેર ઠેર એમની પ્રશસા થવા લાગી ટાઈમ્સ ઓફ ઇંડિયા પાયોનિયર આદિ અગ્રગણ્ય છાપાઓએ મુક્તકંઠે તેમની પ્રશસ્તિ કરી ઓગણીસ વર્ષની વયના એ યુવાન હિંદુની આવી અદ્‌ભુત માનસિક શક્તિ જોઈને પિટરસન આદિ પાશ્ચાત્ય વિદ્વાનો આશ્ચર્યચકિત થઈ ગયા હતા

વળી અવધાન ઉપરાત અલૌકિક સ્પર્શેન્દ્રિય શક્તિ પણ શ્રીમદ્ ધરાવતા હતા તેમને પ્રથમ એક ડઝન જેટલા જુદા જુદા ગ્રન્થના પુસ્તકો બતાવવામા આવતા તથા તેમના નામ વાચવા દેવામા આવતા ત્યાર બાદ તેમની આખોએ પાટા બાધી દેવામા આવતા અને એક પછી એક જુદા જુદા ક્રમમા તે તેમના હાથમા મૂકવામાં આવતા આમ પુસ્તકને સ્પર્શ કરી તેના ક્રમ ઉપરથી દરેકનુ નામ તેઓ આપી શકતા

શ્રી રાજ્યચન્દ્રની આવી અદ્‌ભુત શક્તિથી ચકિત થઈને મુમ્બઈની હાઈકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ સર ચાર્લ્સ સારજન્ટે તેમને યુરોપમા જઈને તેમની આ શક્તિના પ્રયોગો બતાવવાનું આગ્રહભર્યું સૂચન કર્યું પરતુ તેઓ તેમ કરી શક્યા નહી કારણ કે તેમણે વિચાર્યું કે યુરોપમાં પોતે જૈન ધર્માનુસાર રહી શકે નહી

વીસ વર્ષની વય પછી શ્રી રાજચંદ્રે આ અવધાનો કરવાનું એક મ બંધ કરી દીધું કારણ કે સ્મરણશક્તિના પ્રતાપરૂપ આ અવધાન પ્રવૃત્તિનો વધતો ચમત્કાર આત્મોન્નતિરક્ત શ્રીમદ્‌ને પ્રિય ન લાગ્યો તેથી આત્મોન્નતિ અને આ ચમત્કાર બંને ભિન્ન ભાસવાથી — સન્માર્ગરોધક પ્રતીત થવાથી — શ્રી રાજચંદ્રની અંતરંગ વૈરાગ્યમય, ઉદાસીન સત્સુખશોધક ભાવના આ પ્રવૃત્તિને વિસ્તરવા ન દેતા વિરામ પમાડી દે છે

આમાં શ્રી રાજચંદ્રની મહત્તાનું આપણને દર્શન થાય છે પંડિત સુખલાલજી કહે છે એમ એટલી અદ્‌ભુત અવધાનશક્તિ, કે જેના દ્વારા હજારો અને લાખો લોકોને ક્ષણમાત્રમાં આંજી દઈ અનુગામી બનાવી શકાય અસાધારણ પ્રતિષ્ઠા અને અર્થલાભ સાધી શકાય તે હોવા છતાં તેમણે તેનો પ્રયોગ યોગવિભૂતિઓની પેઠે સામાન્ય ગણી તેનો ઉપયોગ અંતર્મુખ કાર્ય ભણી કર્યો જેમ બીજા કોઈ સાધારણ માણસથી થવું શક્ય નથી

અહીં એમની બીજી અદ્‌ભુત શક્તિનો પણ ઉલ્લેખ કરી લઈએ માત્ર રસોઈ જોઈને જ, ચાખ્યા વિના કે હાથ લગાડ્યા વિના અમુક વાનીમાં મીઠું ઓછું છે કે વધારે એ શ્રીમદ્ કહી શકતા હતા

એવી જ બીજી એક અદ્‌ભુત શક્તિ તે ભવિષ્યમાં બનનાર પ્રસંગનું તથા સામી વ્યક્તિના મનમાં શું ચાલે છે એ જાણવાનું જ્ઞાન. શ્રીમદ્ દશ વર્ષની વયના હતા ત્યારે તેઓ રાજકોટ એમના મોસાળે મોરબીના ન્યાયાધીશ* ધારશીભાઈના સંગાથે ગયા હતા તે વખતે શા હેમરાજભાઈ તથા શા માલશીભાઈ નામના બે કચ્છી ભાઈઓ શ્રી રાજચંદ્રની ખ્યાતિથી આકર્ષાઈ તેમને ખાસ મળવા મોરબી આવ્યા

---

* શ્રી રાજચંદ્રના પરિચયમાં આવેલી વ્યક્તિઓ વિષે વિશેષ માહિતી માટે જુઓ શ્રી ગોપાળદાસ પટેલ કૃત શ્રી રાજચંદ્ર અથવા સદ્‌ગત બ્રહ્મચારીજી ગોવર્ધનભાઈ પટેલ કૃત શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા અથવા 'શ્રીમદ્ રાજચંદ્ર અધ્યાત્મશતાબ્દિસ્મારક ગ્રંથ

પણ શ્રી રાજચંદ્ર તો રાજકોટ હતા એટલે તેઓ રાજકોટ જવા ઊપડ્યા. આ તરફ શ્રી રાજચંદ્રનું જ્ઞાન નિર્મળ હોવાથી તેમણે ધ્યાનમાં જાણ્યું કે બે કચ્છી ભાઈઓ સાંઢણી ઉપર બેસી તેમને મળવા આવી રહ્યા છે એટલે તેમણે ધારશીભાઈને પૂછ્યું કે 'બે જણ કચ્છથી આવનાર છે તેમનો ઉતારો તમારે ત્યાં રાખશો?'

ધારશીભાઈએ હા કહી અને શ્રીમદ્ બે ભાઈઓને સામા લેવા ગયા. તેઓ નજીક આવ્યા એટલે શ્રી રાજચંદ્રે તેમને નામ દઈને બોલાવ્યા "કેમ હેમરાજભાઈ? કેમ માલશીભાઈ?"

તે બન્ને વિચારમાં પડી ગયા કે આપણાં નામ તેઓ ક્યાંથી જાણે છે? કોઈને આપણી ખબર તો આપી નથી! તેમણે મનમાં આશ્ચર્ય પામીને પૂછ્યું "તમે કેમ જાણ્યું કે અમે અત્યારે આ જ માર્ગે આવીએ છીએ?"

શ્રી રાજચંદ્ર કહે 'આત્માની અનંત શક્તિઓ છે તે વડે અમે જાણીએ છીએ.'

શ્રી રાજચંદ્રની આ વાત સાચી જ છે. આત્માની શુદ્ધિ જાળવીએ તો આપણને બધું જ્ઞાન સહજ રીતે થાય. નઓ તો કહેતા કે શાસ્ત્રોમાં ઘણી વાર કહેવામાં આવ્યું છે કે આત્મા ઉપર અજ્ઞાન અને કર્મોનાં પડ ફરી વળ્યાં છે, તેથી આત્મા પોતાની અનેક શક્તિઓ અને શુદ્ધ સ્વરૂપ ગુમાવી બેઠો છે. જેમ જેમ મનુષ્ય પોતાની એ મલિનતા દૂર કરતો જાય છે તેમ તેમ તેની એ શક્તિઓ પ્રગટ થતી જાય છે.

આવો જ બીજો પ્રસંગ જાણીતો છે. સોભાગભાઈના પિતા લલ્લુભાઈને એક સાધુએ બીજજ્ઞાન આપ્યું હતું અને જણાવ્યું હતું કે આ સાધના તમને ઉપયોગી થાય એમ નથી પરંતુ કોઈ યોગ્ય પુરુષ મળે તો તેને આપજો અને તેને જ્ઞાનપ્રાપ્તિ થશે. એ બીજજ્ઞાન કોઈ બીજા કોઈ યોગ્ય પુરુષને આપવાનું કહીને પોતાના પુત્ર સોભાગભાઈને બતાવ્યું હતું. સોભાગભાઈને શ્રીમદ્ બહુ લાયક માણસ લાગ્યા એટલે તેમણે પોતાના પિતાની સંમતિ લઈને મોરબી ભણી પ્રયાણ કર્યું. મોરબી

આરી તે શ્રી રાજચ‘ને મળવા ગયા પણ એમને આવતા ‍ ખી શ્રી રાજચંદ્રે અનુ એક કાપલીમા લખી નાખ્યુ અને તેમને વચા યુ સાભાગ્યભાઈ તો તેમની આ અદ્ભુત ચક્તિ નિહાળી મુગ્ધ બની ગયા

સવત ૧૯૪૪મા શ્રી રાજચ‘નુ જીવન ગૃહસ્થાશ્રમ ભણી વળે છે તેમના જેવા મૂળથી વિચારવાન પુરુષ પુખ્ત વયે પહોચી લગ્નની જવાબ દારી સ્વીકારી એ કઈ મનોદશામા એ એમની જીવનસાધનાની દૃષ્ટિએ જાણવા મળે, તો સા ધકોને એ હકીકત ખૂબ ઉપયોગી થઈ પડે પણ એ બાબત વિષે તેમણે જે થોડુ ઘણુ લખ્યુ છે એ ઉપરથી પૂરેપૂ રુ તારણ કા ઢ઼ુ શક્ય નથી લગ્ન પહેલાના વરસમા તેમણે લખ્યુ છે ‘ત્રુબરૂ ી કાજળ ી કોટડીના વાસની સસાર વધે છે ગમે તેટલી તેની સુધારણા કરવા તો પણ એમાનથી જેટલો સસાર ક્ષય થવાનો છે તેનો સામો હિસ્સા પણ તે કાજળગૃહમા રહેવાથી થવાનો નથી કપાયનું (મલિન વૃત્તિઓનુ) તે નિમિત્ત છ મોહ ો રહેવાનો અનાદિ કાળનો પવત છ ‍ અ ો સ૦ ૧૯૪૪ના મહા સુ ૧૨ ને રોજ તેમના લગ્ન થાય છે અ ો તેઓ ગૃહસ્થાશ્રમમા પ્રવેશે છે તેમના ધર્મપત્નીનું નામ ઝબકબાઈ હતું તેઓ સદ્ગત શ્રી રેવાશંકર જગજીવન દાસના ભાઈ શ્રી પોપટલાલ જગજીવન દાસના પુ ી હતા

આમ તો શ્રીમદ્ ગૃહસ્થાશ્રમમા પ્રવેશ્યા પરતુ સાથે સાથે તેઓ તીવ્ર આત્મમથનમાથી પણ પસાર થતા હતા ત્યાગ વૈરાગ્ય તથા તત્ત્વજિજ્ઞાસા તેમનામા એ ના જન્મથી જાગ્રત થતા જતા હતા તેમની વે ના પોતાની કાવ્યનિકામા દર્શાવતાં તેમણે લખ્યુ છે

‘ત્યા આ મો ર ઉત્થ કારમો પરિગ્રહ માર્ય પ્રપચ રે
જેમ જેમ તે હડસેલીએ તેમ વધે તે વટે એક રચ રે !’

આ સ્થિતિમા તેમનુ આત્મમથન પરાકાષ્ઠાએ પહોચે છે આમ તો ઉપકર્મ ભગવાન મહાવીરને પણ ભોગવવા પાચ્યા તેમ સર્વને વેદવા જ પડે છે અજ્ઞાનીઓ મોહભાવે બધભાવે વેદે છે ત્યાં જ્ઞાનીઓ નિર્જરાભાવે વેદે છે

એ કાળના તેમના પત્રો વાચવાથી એમના મનની સ્થિતિનો આપણને ખ્યાલ આવે છે બાવીસમા વર્ષ સુધીની એમની આતર દશાનું એમા નિરૂપણ તેમણે मा सम कौन कुटिल खल कामा । સ્મરણ કરાવે એટલી તીવ્ર નિર્દય આત્મપરીક્ષા કરતા કરતા કર્યું છે તેમના લગ્નના વર્ષ દરમ્યાન 'સ્ત્રીના સબધમા મારા વિચાર'મા તેઓ લખે છે 'સ્ત્રી એ સસારનું સર્વોત્તમ સુખ માત્ર આવરણિક દૃષ્ટિથી કલ્પાયુ છે પણ તે તેમ નથી જ જે જે પદાર્થો ઉપર જુગુપ્સા રહી છે તે તે પદાર્થો તો તેના શરીરમા રહ્યા છે અને તેની તે જ જન્મભૂમિકા છે વળી એ સુખ ક્ષણિક છે અને ખેદના કારણરૂપ જ છે તે વેળાનો દેખાવ હૃદયમા ચીતરાઈ રહી હસાવે છે કે શી આ ભુલવણી? ટૂકમાં કહેવાનુ કે તેમા કોઈ પણ સુખ નથી અને સુખ હોય તો તેને અપરિચ્છેદ રૂપ વર્ણવી જુઓ એમને માત્ર મોહદશાને લીધે તેમ માન્યતા થઈ છે એમ જ જણાવી આ હું સ્ત્રીના અવયવાદિ ભાગનો વિવેક કરવા બેઠો ત્યાથી પણ ત્યા ફરી આત્મા ન જ ખેચાય એ વિવેક થયો છે તેનુ સહેજ સ્મરણ કર્યું સ્ત્રીમા દોષ નથી પણ આત્મામાં છે અને એ દોષ જવાથી આત્મા જે જુએ છે તે અદ્ભુત આનદરૂપ જ છે માટે એ દોષથી રહિત થવું એ જ પરમ જિજ્ઞાસા છે '

કિં બહુના જિજ્ઞાસુએ તે સમયના બધા પત્રો વાચવા જરૂરી છે પરંતુ એ સૌ પત્રો વાચતા આપણે એટલો વિવેક રાખવો ઘટે કે સુજ્ઞ પુરુષો પોતાના દોષોને મોટા પહાડ જેવા જુએ છે અને ગુણોનું વર્ણન કરતા નથી એટલે સ્વાભાવિક રીતે આવા વર્ણનમા દોષો ઉપર વધારે ભાર મુકાયેલો જોવા મળે છે પરતુ એટલુ તો આપણે જોઈ શકીએ છીએ કે લગ્ન કરીને શ્રી રાજચદ્રે પોતા પર કારમુ મોહયુદ્ધ નોતર્યું હતુ અને તેમા તેઓ હાથમા પ્રાણ લઈને ઘુમ્યા હતા પરતુ થોડા જ વખતમા તેઓ તેમાથી વિજયી અને વધુ તેજસ્વી થઈને બહાર નીકળે છે તેવીસમા વર્ષમા તો રણસગ્રામની ધૂળને બદલે એક શાત,

સમાધિ અને આત્મનિષ્ઠા પુરુષનુ એમનામા દર્શન થાય છે એમની આંતર દશા એમ વિશિષ્ટ પ્રકારની તીવ્રતા પકડતી જાય છે આ રીતે તેમની સમાધિદશા વધતી જાય છે

આ રીતે દરમ્યાન જ તેમને વેપારની તથા અન્ય બાહ્ય ઉપાધિઓ પણ રહેતી જતી હતી તોયે પોતે અંતરમા પ્રાપ્ત કરેલી સ્વસ્થતાથી એ બધી ઉપાધિઓને તેઓ સમતાથી વેઠતા હતા તેમણે સં ૧૯૪૬ મા મુંબઈમા શ્રી રેવાશંકર જગજીવનદાસ સાથે ભાગીદારીમા વ્યાપારમા પ્રવેશ કર્યો હતો શરૂઆતમા કાપડ કરિયાણુ અનાજ વગેરે મોકલવાની આડતનુ કામકાજ હતુ પાછળથી મોતીનો બહોળા પ્રમાણમા વ્યાપાર સુરતના ઝવેરી નગીનચંદ ઝવેરચંદ અને બીજાઓ સાથે કર્યો હતો તેમણે ર૬ વર્ષની વયે શ્રી પ્રાગજીવન જગજીવનદાસ અને નગરના શ્રી માણેકલાલ ઘેલાભાઈ સાથે ભાગમા ઝવેરાતની પેઢી ખોલી હતી

પરતુ એ સાથે તેમનુ આતરજીવન પણ વિકાસ પામતુ જતુ જ હતુ વેપાર કરતા તેઓ દુકાને એમના ટેબલ ઉપર એમની પેઢીના ચોપડા વગેરે તો હોય પરતુ વધારે પ્રમાણમા તો ધર્મગ્રંથો પડેલા જોવા મળતા કામ પતે કે તેઓ આ ધર્મગ્રંથો જોવામા લાગતા અને એની સાથે એમની રોજનીશી* રહેતી એમા તેઓ દિવસ કામ કરતા જે કાંઈ નવુ લખતા પણ શા વિચારો કર્યા તે ટપકાવતા કોઈને મળ્યા ને જ્ઞાનગોષ્ઠિ કરી તે લખતા કોઈ વાર કાવ્યો પણ એમા જ લખતા અને આવી માથાકૂટ લાખોનો વેપાર કરતા તેમા લાભહાનિ પણ થતી હોય પરતુ એ બધુ એમને મન ક્ષણિક હતુ એમનુ સાચુ જીવન તો ધર્મભાવને અવિનાર્ય સમજી એમા ઓતપ્રોત રહેતુ વળી એમના વધતા જતા વ્યાપારની ઉપાધિઓમા પણ ધર્મ અને તત્ત્વજ્ઞાનના પોતાના પ્રિય અભ્યાસમા તેમણે ખલેલ આવવા

* એ માટે જુઓ શ્રીમદ્ રાજચંદ્ર નુ આત્યતરપરિણામ અવલોકન પ્રકરણ

દીધી નહિ. પોતાના ઉપયોગવંત જીવનમાં ચુપકીથી જ્ઞાનવૃદ્ધિ કરતા હતા તેમ જ હમેશાં પુસ્તકોમાં ગૂંથાયેલા રહેતા હતા. વળી વખતે કેટલાક મહિનાઓ તો પોતે મુંબઈ છોડી ચાલ્યા જતા અને પોતાની પેઢીએ કહી જતા કે જ્યાં સુધી પોતે લખે નહિ ત્યાં સુધી કોઈએ પોતાની સાથે પત્રવ્યવહાર પણ ચલાવવો નહિ. તે સમયે તેઓ ચરોતર, સૌરાષ્ટ્ર, ઈડર વગેરે પ્રદેશોમાં એકાંત સ્થળોમાં, વનોમાં કે પહાડોમાં ઘણો વખત આત્મચિંતનાર્થે રહેતા. તેઓ રખેને પોતે ઓળખાઈ જાય અથવા પોતાના સ્થળની ખબર પડી જાય તેની ધાસ્તીથી ઘણા ગુપ્ત રહેવાનો હમેશાં પ્રયાસ કરતા છતાં તેઓ વારંવાર ઓળખાઈ જતા અને લોકોની મોટી સંખ્યા તેમનાં ઉપદેશ અને શિક્ષાવચનો શ્રવણ કરવાની જિજ્ઞાસાથી તેમની પાછળ પડતી.

વળી એ વર્ષો દરમ્યાન એમની સ્થિતિ આપણને જનકવિદેહીનું સ્મરણ કરાવે એવી હતી એમ બે ઉદાહરણ લઈએ.

ખંભાત સંઘાડાના મુખ્ય આચાર્ય હરખચંદજી મહારાજના સાધુઓમાં શ્રી લલ્લુજી મહારાજ કરીને એક સાધુ હતા. તેમનો શ્રીમદ્ સાથે ગાઢ પરિચય હતો. શ્રી લલ્લુજી મહારાજના એક શિષ્ય શ્રી દેવકરણજી નામના સાધુ કુશળ વ્યાખ્યાતા હતા. તેઓ એક વાર શ્રીમદ્ રાજચંદ્રને મળવા આવ્યા હતા. વાતચીત કરતાં શ્રીમદ્ રાજચંદ્રે દેવકરણજીને પૂછ્યું, "વ્યાખ્યાનમાં કેટલા માણસો આવે છે?"

દેવકરણજી — "હજારેક માણસો ભરાય છે."

શ્રીમદ્ — "સ્ત્રીઓને વ્યાખ્યાનમાં દેખી વિકાર થાય છે?"

દેવકરણજી — "કાયાથી નથી થતો, મનથી થાય છે."

શ્રીમદ્ — "મુનિએ તો મન, વચન અને કાયા એ ત્રણે યોગથી સાચવવું જોઈએ."

એટલે દેવકરણજીએ આક્ષેપ કરતાં કહ્યું, "તમે ગાદીતકિયે બેસો છો અને હીરામાણેક તમારી પાસે પડેલા હોય છે ત્યારે તમારી વૃત્તિ નહિ ડહોળાતી હોય?

શ્રીમદ્ બોલ્યા 'મુનિ અમે તો કાળકૂટ વિષ દેખીએ છીએ"

પછી તેમણે પૂછ્યું 'તમે કોણ છો?'

દેવકરણજી—"જેટલો વખત વૃત્તિ સ્થિર રહે છે તેટલો વખત સાધુ છીએ'

શ્રીમદ્—"તેવી રીતે સંસારીને પણ સાધુ કહેવાય કે નહિ?"

શ્રી દેવકરણજી મૌન રહ્યા

પછી શ્રીમદ્ બોલ્યા "નાળિયેરનો ગોળો જેમ જુદો રહે છે તેમ અમે રહીએ છીએ

એક બીજું ઉદાહરણ જોઈએ

એક વખત શ્રીમદ્ ફરવા ગયા હતા સ્મશાનની જગા આવી, ત્યારે તેમણે તેમની સાથે હતા તે ભાઈને પૂછ્યું 'આ શું છે?'

તે ભાઈએ જવાબ આપ્યો 'સ્મશાન

શ્રી રાજચંદ્રે કહ્યું 'અમે તો આખી મુંબાઈને સ્મશાન સમાન જોઈએ છીએ'

વળી શ્રી રાજચંદ્રમાં સાચી જિજ્ઞાસા ઉદય પામતા જ તેમના તરફ શ્રી લલ્લુજી મહારાજ ઇત્યાદિ સાધુપુરુષો તથા અંબાલાલભાઈ સોભાગભાઈ, જૂઠાભાઈ ઇત્યાદિ સદ્ગૃહસ્થો વગેરે બધા વર્ગના મનુષ્યો ખેંચાવા લાગ્યા મહાત્મા ગાંધીજી પણ બૅરિસ્ટર થઈને વિલાયતથી હિંદમાં આવ્યા ત્યારે તેમના પરિચયમાં આવ્યા હતા ગાંધીજીએ શ્રીમદ્ વિષે પોતાની આત્મકથામાં તેમ જ અન્યત્ર ઉલ્લેખો* કર્યા છે તેમણે

---

* મહાત્મા ગાંધીજી અર્વાચીન યુગની અગ્રગણ્ય વ્યક્તિ હોઈ એમના વચનોમાં વિચારવાદાયક ઘણું હોય છે તેથી શ્રીમદ્ વિષેના એમના વિચારો જિજ્ઞાસુએ શ્રદ્ધાપૂર્વક અનુશીલન કરવા યોગ્ય છે શ્રી ગોપાળદાસ પટેલ સંપાદિત 'શ્રી રાજચંદ્ર મા ગાંધીજીના સત્સંગો' નામક પ્રકરણમાં ગાંધીજીના શ્રીમદ્ વિષેના બધા લખાણો એકત્રિત કરવામાં આવ્યા છે એમાંથી થોડાક અવતરણો લઈએ

હિંદુધર્મમાં મને શંકા પેદા થઈ તે વખતે તેના નિવારણમાં મદદ કરનાર રાયચંદભાઈ હતા

આત્મકથામાં લખ્યું છે 'મારા જીવન ઉપર ઊંડી છાપ પાડનાર આધુનિક મનુષ્યો ત્રણ છે રાયચંદભાઈએ તેમના જીવત સંસર્ગથી ટોલ્સ્ટોયે તેમના વૈકુંઠ તારા હૃદયમાં છે નામના પુસ્તકથી ને રસ્કિને અન્ટુ ધિસ લાસ્ટ'—સર્વોદય નામના પુસ્તકથી મને ચકિત કર્યો '

વળી શ્રી રાજચંદ્રને પોતાના પુસ્તકો છપાવવા માટે અવારનવાર અમદાવાદ આવવાનું થવાથી પણ કેટલાક પરિચયો વધ્યા હતા આમ તો પોતે સંપૂર્ણતા પ્રાપ્ત ન કરે ત્યાં સુધી બહાર ન આવવાની તેમની તીવ્ર ઇચ્છા હોવા છતાં તેમનો પ્રબળ પુરુષાર્થ અને ઉજ્જ્વળ જ્ઞાન પ્રકાશ ઢાંક્યાં ઢંકાઈ ન રહ્યાં પરિણામે તેમનું ભક્તમંડળ વધતું જ ગયું એ સૌની સાથે શ્રીમદ્ જે તાત્ત્વિક ચર્ચાઓ કરતા હતા અને પત્રવ્યવહાર કરતા હતા, એ પણ તેમનો આવો પરિચય મેળવવા ઇચ્છનારને ઉપયોગી થઈ પડે એમ અવશ્ય છે પરંતુ એટલું લક્ષમાં રાખવું ઘટે કે શ્રીમદ્ માત્ર ચર્ચા કરવા ખાતર કે બુદ્ધિની કસરત ખાતર કદી વાતાલાપ કરતા નહીં જેને જીવનને ઉન્નત કરવાની તાલાવેલી લાગી છે આત્માની ઓળખ કરવાની જેને તીવ્ર ઝંખના થઈ રહી છે એવા જિજ્ઞાસુ લોકો સાથે જ તેઓ આવી વાતો કરતા

---

મેં ઘણાના જીવનમાંથી ઘણું લીધું છે પણ સૌથી વધારે કોઈના જીવનમાંથી મેં ગ્રહણ કર્યું હોય તો તે કવિશ્રીના (એટલે રાયચંદભાઈના) જીવનમાંથી છે દયાધર્મ પણ હું તેમના જીવનમાંથી શીખ્યો છું

મારા જીવનમાં શ્રીમદ્ રાજચંદ્રની છાપ મુખ્યપણે છે મહાત્મા ટોલ્સ્ટોય તથા રસ્કિન કરતાં પણ શ્રીમદે મારા ઉપર ઊંડી અસર કરી છે

તેમના જીવનમાંથી ચાર ચીજો શીખી શકીએ (૧) શાશ્વત વસ્તુમાં તન્મયતા (૨) જીવનની સરળતા આખા સંસાર સાથે એકસરખી વૃત્તિથી વ્યવહાર (૩) સત્ય અને (૪) અહિંસામય જીવન

તદુપરાંત ગાંધીજી ઉપરના શ્રી રાજચંદ્રના પત્રો પણ મનનીય છે ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે ધર્મમંથનમાંથી પસાર થતા હતા તે વેળાએ તેમણે શ્રી રાજચંદ્રને ૨૭ પ્રશ્નો પૂછ્યા હતા એના ઉત્તરરૂપ તેમણે લખેલો પત્ર મુમુક્ષુ જીવોને ઉપયોગી થઈ પડે એવો છે એ બધા પત્રો માટે શ્રી રાજચંદ્ર નામનું ગાંધીજી ઉપરના પત્રો વાળું પ્રકરણ જુઓ

માત્ર કુતૂહલ ખાતર પ્રશ્ન પૂછનારને શ્રીમદ્ ટકોર કરી તેની સાન ઠેકાણે લાવતા એક ઉદાહરણ લઈએ.

એક વાર શ્રીમદ્ કેટલાક ભાઈઓ સાથે ધર્મચર્ચા કરતા હતા. તે વખતે એક શેઠ જરા દૂર આરામખુરશી પર પ થા પ થા બીડી પીતા હતા. તેમણે આમ જ પ્રશ્ન પૂછ્યો : "રાયચંદભાઈ, મોક્ષ કેમ મળે?"

તેના જવાબમાં શ્રીરાજચંદ્રે ટકોર કરી : "તમે અત્યારે જે સ્થિતિમાં બેઠા છો તે જ સ્થિતિમાં હાથ કે પગ કંઈ પણ હલાવ્યા ચલાવ્યા વગર સ્થિર થઈ જાઓ તો તમારો અહીંથી સીધો મોક્ષ થઈ જશે!"

એ સાંભળતાં શેઠ તરત ઊભા થઈ જઈ બીડી નાખી દઈ શ્રીમદ્ પાસે આવી બેઠા.

કોઈક વાર શ્રીરાજચંદ્રના બોધપ્રસંગોમાં ઈશુની બોધકથા—Parable—ની ઝાંખી થાય છે. એક જ પ્રસંગ અહીં લઈએ. એમાં વિપક્ષીને પણ સહજ રીતે સમજાઈ જાય એવી વિવેકપૂર્ણ સરળ પ્રશ્નોત્તરીથી કેવી કુશળતાપૂર્વક પોતાની વાત તેમણે મૂકી છે એનો ખ્યાલ આવે.

શ્રી મહીપતરામ રૂપરામ એમ માનતા હતા કે જૈનધર્મથી ભારતવર્ષની અધોગતિ થઈ છે. એક વાર અમદાવાદમાં તેમનો શ્રીમદ્ સાથે મેળાપ થયો. શ્રીમદ્ રાજચંદ્રે પૂછ્યું : "ભાઈ, જૈનધર્મ અહિંસા, સત્ય, તપ, દયા, સત્ત્વાનુકંપા, સર્વપ્રાણીહિત, પરમાર્થ, પરોપકાર, ન્યાય, નીતિ, આરોગ્યપ્રદ આહારપાન, નિર્વ્યસન, ઉદ્યમ આદિનો બોધ કરે છે?"

મહીપતરામ કહે : "હા."

શ્રીમદ્ — "ભાઈ, જૈનધર્મ હિંસા, અસત્ય, ચોરી, કુસંપ, ક્રૂરતા, સ્વાર્થપરાયણતા, અનીતિ, અન્યાય, છળકપટ, વિરુદ્ધ આહાર-વિહાર, મોજશોખ, વિષયલાલસા, આળસ, પ્રમાદ આદિનો નિષેધ કરે છે?"

મહીપતરામ — "હા."

શ્રીમદ્ — "કહો દેશની અધોગતિ શાથી થાય? અહિંસા સત્ય, સંપ યા પરોપકાર પરમાર્થ કરવાનું પા સર્વપ્રાણીહિત ન્યાય નીતિ આરોગ્ય આપે અને રક્ષે એવા શુદ્ધ આહારપાન નિર્વ્યસન ઉદ્યમ આદિથી કે તેથી ઊલટા હિંસા અસત્ય સંપ કરતા સ્વાર્થ પુરતા બ્રાકપટ અનીતિ આરોગ્ય બગડે અને શરીર મનને અશક્ત કરે એવા વિરુદ્ધ આહારવિહાર, વ્યસન મોજશોખ આળસ પ્રમા આદિથી?'

મહીપતરામ — બીજાથી અર્થાત્ અહિંસા સત્ય આદિથી ઊલટાં એવા હિંસા અસત્ય આદિથી

શ્રીમદ્ — "ત્યારે દેશની ઉન્નતિ એ બીજાથી ઊલટા એવા અહિંસા, સત્ય નિર્વ્યસન ઉદ્યમ, સંપ આદિથી થાય?'

મહીપતરામ — "હા"

શ્રીમદ્ — ત્યારે જૈનધર્મ દેશની અધોગતિ થાય એવો બોધ કરે છે કે ઉન્નતિ થાય એવો?

મહીપતરામ — ભાઈ હું કબૂલ કરું છું કે જૈનધર્મ જેથી દેશની ઉન્નતિ થાય એવા સાધનોનો બોધ કરે છે આવી સૂક્ષ્મતાથી વિવેક પૂર્વક મેં આ વિચાર કર્યો ન હતો અમને તો નાનપણમા પાદરીની શાળામા શીખતા સંસ્કાર થયેલા તેથી વગર વિચારે અમે કહી દીધું લખી માર્યું!'

વળી શ્રીમદ્ રાજ્યના ઉદ્ગારોમાં આપણને ધર્મોપદેશના સુવચનોનો રણકો સભળાય છે અહી થોડાક જોઈએ

૧ અનુભવી વૈદ્ય તો દવા આપે પણ દરદી જો ગળે ઉતારે તો રોગ મટે તેમ સદ્ગુરુ અનુભવ કરીને જ્ઞાનરૂપ દવા આપે પણ મુમુક્ષુ ગ્રહણ કરવારૂપ ગળે ઉતારે, ત્યારે મિથ્યાત્વરૂપ રાગ ટળે

૨ સત્પુરુષના અંત રણે આચર્યો કિવા કહ્યો તે ધર્મ

૩ બાપોળી લક્ષ્મી મળતા ધક્કા આજે અન્યાયથી કોઈનો જીવ જતો હોય તો આગજે

૪ વતનમા બાળ થાઓ સત્યમા યુવાન થાઓ જ્ઞાનમા વૃદ્ધ થાઓ

૫ આ કાળમા આટલું નક્કી ઝાઝા મત ઝાઝા તત્ત્વજ્ઞાનીઓ, ઝાઝી માયા અને ઝાઝો પરિગ્રહવિશેષ*

હવે આપણે શ્રીમદ્ રાજચંદ્રજીની અન્તિમ ચર્ચા ભણી વળીએ છીએ સં૦ ૧૯૫૫-૫૬મા જોખાનું કામકાજ તેમણે શરૂ કરેલું તેના બહોળા વેપારને અંગે તેમને શારીરિક શ્રમ બહુ પડેલો, અને તેથી શરીર પ્રકૃતિ બગડી હતી તે વખતે શરીર-સુધારણા અર્થે તેઓ ધરમપુર અમદાવાદ વઢવાણ કેમ્પ અને રાજકોટ રહ્યા હતા સાથોસાથ તેમની સાધના પણ જોશભેર વૃદ્ધિગત થતી જતી હતી તેમને લાગ્યુ કે ધધાનો હેતુ પૂર્ણ થયો છે માટે હવે સસારનો ત્યાગ કરી બધો સમય લોક કલ્યાણમા ગાળવો અને એ સારુ તેમણે તૈયારી પણ કરવા માડી તે વખતે તેમની આસપાસ બહોળો કુટુમ્બપરિવાર વિસ્તરેલો હતો તેમના માતાપિતા હયાત હતા પત્ની હતા બે પુત્રો અને બે પુત્રી હતા એક ભાઈ અને ચાર બહેનો હતા કુટુમ્બ પૈસેટકે સુખી હતુ બધે તેમની કીર્તિ પણ ઘણી ફેલાઈ હતી આવી સુખમય સ્થિતિમા પણ શ્રીમદ્ વિરક્ત અવસ્થા ભણી જ પ્રયાણ કરતા હતા

અને સ ૧૯૫૬મા શ્રીમદ્ સ્ત્રીપુત્રાદિ અને લક્ષ્મીનો ત્યાગ કરી વાનપ્રસ્થાશ્રમમા પ્રવેશ કરે છે વળી આ વર્ષ દરમ્યાન સપૂર્ણ સન્યાસ લેવા માટે પણ તત્પર થાય છે પરતુ દિન પ્રતિદિન એમનુ શરીર લથડતુ જતુ હતુ એટલે એમના માતુશ્રી વચ્ચે પડીને એટલી મહેતન માગે છે કે શ્રીમદ્ બીમારીમાથી સાજા થાય ત્યારે તેમને ખુશીથી રજા આપુ

---

* આવા સુબોધ વિચારરત્નો શ્રી ગોપાળદાસ જી પટેલ સપાદિત શ્રી રાજચન્દ્રમા વિસ્તારથી આપવામા આવ્યા છે જિજ્ઞાસુએ એ ગ્રથમાથી વાચી મનન કરવા યોગ્ય તે છે

પરંતુ શરીર તો વધારે ને વધારે બગડતું ગયું છેલ્લી અવસ્થાએ તેમને સંગ્રહણીનો વ્યાધિ લાગુ પડ્યો હતો એ જ દર્દમાં સંવત ૧૯૫૭ના ચૈત્ર વદ પાંચમે તેત્રીસ વર્ષનું ટૂંકું પરંતુ સમૃદ્ધ આયુષ્ય ભોગવી શ્રીમદ્ રાજચંદ્રનો રાજકોટ મુકામે દેહોત્સર્ગ થયો. અવસાન પહેલાં એક માસ પૂર્વે જ તેમણે આ અંતિમ પળની આગાહી તેમના 'અંતિમ વચનો'માં કરી હતી.

'ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો ત્યાં વચ્ચે સહરાનું રણ સંપ્રાપ્ત થયું માથે ઘણો બોજો રહ્યો હતો તે આત્મવીર્યે કરી જેમ અલ્પ કાળે વેદી લેવાય તેમ પ્રયત્ન કરતાં પગે નિકાચિત ઉદયમાન થાક ગ્રહણ કર્યો "

આમ, શ્રીમદ્ રાજચંદ્રનો ક્ષર દેહ પંચમહાભૂતમાં વિલીન થઈ ગયો પરંતુ 'नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ।' એવો એમનો અક્ષરદેહ તેમ જ એમના આત્માની જીવનપ્રેરક સુવાસ હમેશને માટે આપણી વચ્ચે હાજર જ છે

આપણે એટલું લક્ષમાં રાખવું રહ્યું કે, શ્રીમદ્ રાજચંદ્રના માત્ર બાહ્ય જીવનને જાણવાથી તેમની આત્મિક આભ્યંતર દશાનો સાચો અથવા પૂરેપૂરો ખ્યાલ ન જ આવી શકે એ માટે તેમના લખાણોનું નિરપૂર્વક અનુશીલન કરવું જોઈએ તેમનું જીવન મુખ્યત આભ્યંતર દશાનો વિષય હોઈ તેવી આભ્યંતર દશાનું સુરેખ ચિત્ર આલેખવા માટે સાધનાની જરૂર રહે છે પરંતુ હાલ તત્કાળ માટે 'શ્રીમદ્ રાજચંદ્ર' આપણને આશીર્વાદરૂપ થઈ પડે છે એમની સ્વતંત્ર કૃતિઓ, અનુવાદાત્મક કૃતિઓ જિજ્ઞાસુઓને તેઓના પ્રશ્નોના ઉત્તરરૂપે અથવા અન્ય પ્રસંગે લખાયેલા લખાણો કે પત્રો તથા આપમેળે ચિંતન કરતાં નોંધરૂપે લખાયાં હોય અગર તેમના ઉપદેશમાંથી જ મળ્યા હોય તેવા લખાણો એ સૌને 'શ્રીમદ્ રાજચંદ્ર' નામના બૃહદ્ ગ્રંથમાં સંગૃહીત કરવામાં આવ્યા છે તેમાં વયાનુક્રમે શ્રીમદ્ રાજચંદ્રનું સમસ્ત આંતર જીવન આપણી આગળ તાદૃશ ખડું થયેલું પ્રતીત થાય છે

શ્રીમદ્ રાજચંદ્રના સૌ લખાણોને નીચે પ્રમાણે વહેંચી શકાય —

(૧) મુમુક્ષુઓ પ્રત્યે લખાયેલા તેમના પત્રો (૨) સ્વતંત્ર કાવ્યો (૩) મોક્ષમાળા ભાવનાબોધ આત્મસિદ્ધિશાસ્ત્ર એ ત્રણ સ્વતંત્ર ગ્રંથો (૪) મુનિસમાગમ પ્રતિમાસિદ્ધિ આદિ સ્વતંત્ર લેખો (૫) સ્ત્રીનીતિબોધ વિભાગ–૧ પુષ્પમાળા બોધવચન વચનામૃત મહાનીતિ આદિ સ્વતંત્ર બોધવચનમાળાઓ (૬) ચારિત્રમય અર્થાત્ ગુજરાતી ભાષાંતર (૭) શ્રી રત્ન ક૦ શ્રાવકાચારમાંથી ત્રણ ભાવનાઓનો અનુવાદ તથા સ્વરોદયજ્ઞાન દ્રવ્યસંગ્રહ દશવૈકાલિક આદિ ગ્રંથોમાંથી કેટલીક ગાથાઓનું ભાષાંતર આનંદઘન ચોવીશીમાંથી કેટલાક સ્તવનના અર્થ (૮) વેદાંત અને જૈન દર્શન સબંધી નોંધો (૯) ઉપદેશનોંધ ઉપદેશ છાયા, વ્યાખ્યાનસાર ૧–૨ [મુમુક્ષુઓએ લીધેલી નોંધો પરથી] (૧૦) ત્રણ હાથનોંધો — આભ્યંતરપરિણામ અવલોકન ઇત્યાદિ *

એમના લખાણોની એક અસાધારણતા એ છે કે પોતે જે અનુભવ્યું તે જ તેમણે લખ્યું છે એમના લખાણો એટલે આંતર–બાહ્ય જીવનની ઉત્કટ અનુભૂતિનો નિચોડ છે તેમાં ક્યાયે કૃત્રિમતા જોવા મળતી નથી બીજાની ઉપર છાપ પાડવા સારુ એમણે એકેય લીટી લખી હોય એવો જરાય સંભવ ક્યાંય દેખાતો નથી આત્મનિમજ્જન કરી કલ્પના અનંત સાગરમાંથી તેઓ સત્‌રૂપી મોતીને વીણી લાવનારા મરજીવા હતા તેથી જ એમના લખાણોમા સત્ નીતરી રહ્યું હોય એવી પ્રતીતિ વાચનારને થાય છે તેમનો લખવાનો હેતુ જ વાચનારને પોતાના આત્માનંદમા ભાગીદાર બનાવવાનો હતો જેને આત્મક્લેશ ટાળવો છે જે પોતાનું કર્તવ્ય જાણવા ઉત્સુક છે તેને શ્રીમદ્ રાજચંદ્રના લખાણો અતીવ ઉપયોગી થઈ પડે તેમ અવશ્ય છે

---

* અભ્યાસીને શ્રી રાજચંદ્રની મંજનશક્તિ સમજવા માટે ઉપયોગી નીવડે એ દૃષ્ટિએ તેમની મહત્ત્વની કૃતિઓની સાથે અહીં રચના સાલ આપી છે –(૧) સ્ત્રીનીતિબોધ વિભાગ–૧ [૧૬ વર્ષ પહેલા લખેલા લખાણો] (૨) પુષ્પમાળા [૧૬] (૩) મોક્ષમાળા [સોળ વર્ષ અને પાંચ માસની વયે ત્રણ દિવસમા]

## ૨ શ્રીમદ્ રાજચંદ્રનું 'આત્મસિદ્ધિશાસ્ત્ર'

'આત્મસિદ્ધિશાસ્ત્ર'ની રચના શ્રીમદ્ રાજચંદ્રે કરી ત્યારે તેમણે માત્ર ચાર જીવોને અધિકારી ગણી તેની હસ્તલિખિત નકલો તેમના જ ઉપયોગ માટે મોકલી હતી કારણ કે વૈરાગ્ય-ઉપશમથી એઓની બુદ્ધિનું વિપર્યાસપણું ટળ્યું હતું. આત્માની ઓળખ કરવા માટે અભ્યાસરૂપ માત્ર જ્ઞાન કામ આવતું નથી. 'સમાધિશતક'માં કહ્યું છે એમ —

> शृण्वन्नप्यन्यतः कामं वदन्नपि कलेवरात् ।
> नात्मानं भावयेद्भिन्नं यावत्तावन्न मोक्षभाक् ॥

આત્મા દેહથી ભિન્ન છે એમ ભલે સદ્ગુરુ પાસેથી સારી રીતે સાંભળ્યું હોય, બીજાને કહી પણ બતાવતો હોય, પણ જ્યાં સુધી દેહથી આત્મા ભિન્ન છે તેની ભાવના કરે નહીં ત્યાં સુધી શુદ્ધ આત્માનો અનુભવ થાય નહીં અને મોક્ષને યોગ્ય તે જીવ થાય નહીં.

આવો સમ્યગ્દર્શનરૂપ ઉપાય કરી શકે તથા આત્માની ઓળખ કરવા તરફ તે વળી શકે અને તેની અનુભૂતિ સાક્ષાત્ કરી શકે એ વસ્તુને લક્ષમાં રાખીને શ્રી રાજચંદ્રે અદ્ભુત કુશળતાથી સૂત્રાત્મક રીતે ૧૪૨ ગાથાઓમાં જે સદ્બોધ આપ્યો છે એ નિરંતર ચિરકાળ મનન કરવા યોગ્ય છે.

'આત્મસિદ્ધિશાસ્ત્ર'ની રચના પાછળનો ઇતિહાસ પણ એટલો જ મજાનો છે. શ્રીમદ્ પ્રત્યે વયોવૃદ્ધ મુમુક્ષુ સૌભાગ્યભાઈને અત્યંત આદર અને ભક્તિભાવ હતો. એક વાર શ્રી રાજચંદ્રે સૌભાગ્યભાઈ ઉપર 'છ પદ'* સંબંધી એક પત્ર સં૦ ૧૯૫૧માં મોકલ્યો હતો અને તે મુખપાઠ કરી વારંવાર વિચારવા આજ્ઞા થયેલી. પણ વૃદ્ધાવસ્થાને લીધે મુખપાઠ કરતાં મુશ્કેલી જણાઈ ને તેમના જેવા હવે અન્ય મુમુક્ષુઓને પણ મુખપાઠ કરતાં મુશ્કેલી પડશે તે જાણી એવી વિનતી કરી શ્રી રાજચંદ્રને જણાવ્યું કે જો આ છ પદના પત્ર વિષે ગદ્યમાં આત્મપ્રતીતિ

* છ પદની સમજણ માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ ન-૧૦

કરાવી તેવો પદ્યગ્રંથ લખાય તો સર્વ મુમુક્ષુઓ ઉપર મોટો ઉપકાર થાય, અને સહેલાઈથી મુખપાઠ થઈ શકે

ત્યાર બાદ સં ૧૯૫૨મા શ્રી રાજ્યચંદ્રની નડિયાદ મુકામે સ્થિતિ હતી ત્યારે શરત્પૂર્ણિમાને બીજે દિવસે શ્રીમદ્ બહાર ફરવા ગયા હતા ત્યાંથી મુકામે પાછા આવ્યા તે વખતે સાંજ પડી ગઈ હતી તેમની સેવાભક્તિમા શ્રી અંબાલાલભાઈ લાલચંદ હતા શ્રી રાજ્યચંદ્રે તેમની પાસે ફાનસ મગાવ્યુ અને તેઓ લખવા બેઠા અંબાલાલભાઈ ફાનસ ધરીને સ્થિર ઊભા રહ્યા શ્રીમદ્ અસ્ખલિત પ્રવાહે લખ્યે જતા હતા એમ કલાકમાં તો તેમણે દોહરા છંદમા ૧૪૨ ગાથાઓમા 'આત્મસિદ્ધિ શાસ્ત્ર' રચ્યુ આમ મુક્તિમાર્ગના પ્રવાસી શ્રી રાજ્યચંદ્રે જે આત્મસ્વરૂપનુ નિરંતર અપ્રગટપણે પોતાને વેદન હતું તે આબાલવૃદ્ધ સૌ કોઈ સમજી શકે એવી સરળ પ્રવાહી ભાષામા 'આત્મસિદ્ધિશાસ્ત્ર' દ્વારા પદ્યરૂપે પ્રગટ કર્યું આના ગૂઢ તત્ત્વને સરળ પદ્યમા શણગાર કરીને સામાન્ય કક્ષાના મુમુક્ષુ જીવો પણ યથાશક્તિ સમજીને પોતાની આત્મોન્નતિ સાધી શકે એવી સરળ પણ ગભીર પ્રૌઢ ભાષા દ્વારા આધુનિક યુગમાં કેવા શાસ્ત્રો રચાવા જોઈએ તેનો યથાર્થ આદર્શ આ શાસ્ત્ર રચી શ્રીમદ્ રાજ્યચંદ્રે રજૂ કર્યો છે

તત્ત્વજ્ઞાનના મહાન પ્રશ્નોને આવી સરળ ભાષામા વ્યક્ત કરવા એ ખરેખર મહાપ્રજ્ઞાવતનુ કાર્ય છે શ્રી રાજ્યચંદ્રનાં બીજાં બધાં લખાણો કરતા 'આત્મસિદ્ધિશાસ્ત્ર'ની રચના જુદી જ તરી આવે છે ટૂકા સરળ શબ્દો સહિત નય કે ન્યાયના અઘરાં અનુમાનો કે પ્રમાણજ્ઞાનની નિરૂપણાહિત સૌ કોઈ મુમુક્ષુ જીવને ભોગ્ય શ્રેયસ્કર સામગ્રીથી સમૃદ્ધ એવો આ ગ્રંથ શ્રી રાજ્યચંદ્રની આત્મોન્નતિમય સાધનાના પરિપાકસમો છે

આત્મસિદ્ધિશાસ્ત્ર મા શ્રી રાજ્યચંદ્રે ગભીર વિષયને પણ બહુ સરળતાથી નિરૂપ્યો છે પરંતુ જેમ અખાનુ 'અખેગીતા' વાચવા માટે વેદાંતાદિનું થોડુ઼ઘણું જ્ઞાન જરૂરી છે દયારામના 'રસિક વલ્લભ'નો આસ્વાદ અનુભવવા માટે ભાગવતાદિ ભક્તિસંપ્રદાયના ધર્મગ્રંથોનો થોડો

વ્યાપુત્પત્તિસિદ્ધ સર્જન અને સમાલોચન પણ છે સર્વસાધારણ મુમુક્ષુ માટે તો નહિ પણ જૈન મુમુક્ષુ માટે તે ગીતાની ગરજ સારે તેવું છે'

આત્મસિદ્ધિશાસ્ત્રમાં અપ્રગટ વિચારોની વિવેચના નથી તેમાં દાર્શનિક કથા કે વર્ણનો નથી છ પદની સિદ્ધિ માટે પ્રશ્નોત્તર રૂપે તત્ત્વનિરૂપણનો વિષય હોવા છતાં સૈદ્ધાન્તિક ગ્રંથો જેવી કઠણાઈ તેમાં નથી બહુ સૂક્ષ્મ ચર્ચા કે વિચારણા કરવા પોતે મૂંઝવાઈ જાય થાકી જાય તેમ ન કરતાં સૂક્ષ્મ વિચારણા કરવા પોતે પ્રેરાય અને આત્મા સંબંધી નિઃશંક થાય તેવી અદ્વિતીય રચના આ શાસ્ત્રની છે તેથી આ આત્મસિદ્ધિશાસ્ત્ર ખરેખર સૌ કોઈ મુમુક્ષુ જનને અપનાવવા અને નિત્ય પાન કરવા યોગ્ય અવશ્ય છે

* * *

અંતે આત્મસિદ્ધિશાસ્ત્રનું સંપાદન કરવામાં પૂજ્ય પંડિત સુખલાલજીએ જે અમૂલ્ય સહાય કરી છે એ બદલ હું એમનો અત્યંત આભારી છું એમની નાદુરસ્ત તબિયત હોવા છતાં એમણે બે વાર 'આત્મસિદ્ધિશાસ્ત્ર' અતીવ રસપૂર્વક સમજાવ્યું છે ટિપ્પણો વગેરે લખાણ ખૂબ ધ્યાનપૂર્વક સાંભળીને ગમતી સૂચનો કર્યાં છે અને શ્રીમદ્ રાજચંદ્રની આત્મોપનિષદ્ લખી આપીને આ પુસ્તકની ઉપયોગિતા ખરેખર વધારી છે ભાઈશ્રી ગોપાળદાસ પટેલે આ પુસ્તકની સંકલના કરવામાં તથા અન્ય સૂચનો આપવામાં મને જે જરૂરી સહાય કરી છે એ બદલ એમનો પણ હું આભારી છું વળી આ પુસ્તક તૈયાર કરવામાં મેં અન્ય* પુસ્તકોનો પણ ઉપયોગ કર્યો છે એ માટે એ સૌ લેખકો અને સંપાદકોનો આભાર માનું છું અને શ્રી જૈનસાહિત્ય પ્રકાશન સમિતિએ મને આ સંપાદનનું કામ સોંપીને આવું જનકલ્યાણકારી કાર્ય કરવાની તક આપી છે એ બદલ હું એ સમિતિનો પણ આભારી છું

મુકુલ કલાર્થી

* પુસ્તકોની યાદી માટે જુઓ પુસ્તકને અંતે પરિશિષ્ટ

# શ્રીમદ્ રાજચંદ્રની આત્મોપનિષદ્

ભારતની અધ્યાત્મસાધના બહુ જ પુરાણી અને જાણીતી છે હજારો વર્ષ પહેલાં એ શરૂ થયેલી એણે પ્રથમ શરૂ કરી એ જ્ઞાત નથી પણ એ સાધનાના પુરસ્કર્તા અને મહાન પુરુષો જાણીતા છે બુદ્ધ-મહાવીર વગેરેની એ સાધના પરંપરા છે તેમના પછી પણ અત્યાર લગી એ સાધનાને વરેલા પુરુષો દેશના જુદા જુદા ભાગોમા જુદી જુદી પરંપરાઓમા અને જુદી જુદી નામ-જાતમા થતા આવ્યા છે એ બધાનો સંક્ષિપ્ત ઇતિહાસ પણ નાનોસૂનો નથી એ છે પણ મનોરંજક અને પ્રેરણાદાયી પરંતુ અહીં એનુ સ્થાન નથી અહીં તો એ જ અધ્યાત્મ પરંપરામા થયેલા શ્રીમદ્ રાજચંદ્ર જે ગુજરાતના છેલ્લા સપુતો પૈકી એક અસાધારણ સુપુત્ર થઈ ગયા તેમની અનેક કૃતિઓ પૈકી બહુ જાણીતી અને આદર પામેલી એક કૃતિ વિશે માર્મિક કહેવુ પ્રાપ્ત છે

શ્રીમદ્ રાજચંદ્રની એ પ્રસ્તુત કૃતિ 'આત્મસિદ્ધિ'ને નામે જાણીતી છે મે મથાળે એને આત્મોપનિષદ્ કહી છે આત્મસિદ્ધિ વાચતા અને તેનો અર્થ પુનઃ પુનઃ વિચારતા એમ લાગ્યા વિના નથી રહેતુ કે શ્રી રાજચંદ્રે આ એક નાનકડી કૃતિમા આત્માને લગતુ આવશ્યક પૂર્ણ રહસ્ય દર્શાવી આપ્યુ છે માતૃભાષામા અને તે પણ નાના નાના દોહા છંદોમા તેમા પણ જરાય તાણી કે ખેંચી અર્થ ન કાઢવો પડે એવી સરલ પ્રસન્ન શૈલીમા આત્માને સ્પર્શતા અને મુદ્દાઓનુ ક્રમબદ્ધ તેમ જ સંગત નિરૂપણ જોતા અને તેની પૂરવણી જૈન-જૈનેતર આત્મવિષયક મહત્ત્વપૂર્ણ ગ્રંથો સાથે સરખામણી કરતા અનાયાસે કહેવાઈ જાય છે કે પ્રસ્તુત આત્મસિદ્ધિ એ સાચે જ આત્મોપનિષદ્ છે

સંસ્કૃત ભાષામા પ્રાચીન ઉપનિષદો જાણીતા છે તેઓમા માત્ર આત્મતત્ત્વની જ ચર્ચા છે નીચે જે ચર્ચા આવે છે તે આત્મતત્ત્વનો પૂરો ખ્યાલ આપવા પૂરતી અને તેને ઉઠાવ આપવા પૂરતી છે તેઓમા પુરુષ, બ્રહ્મ ચેતન જેવા અનેક શબ્દો વપરાયા છે પણ તે આત્મ

તત્ત્વના જ બોધક છે એમની શૈલી ભલે પ્રાચીન સાખ્યયોગ જેવી પરંપરાને અનુસરતી હોય તેમ જ એમની ભાષા ભલે સસ્કૃત હોય પણ એમાં નિરૂપણ તો આત્મલક્ષી જ છે તેથી જ એ ઉપનિષદોમા પુન પુન કહેવાયુ છે કે आत्मनि ज्ञाते सर्व ज्ञात भवति । એક આત્મા જાણ્યે બધુ જ જણાઈ જાય છે કેમકે ત્યા આત્મજ્ઞાનનુ પ્રાધાન્ય છે અને એ આત્મવિદ્યાને જ પરાવિદ્યા કહેવામા આવી છે

મહાવીરના વિચારમથનના પરિણામરૂપ જે પ્રાચીન ઉદ્ગારો આચારાગ સૂત્રકૃતાગ જેવાં આગમોમા મળે છે તેમા પણ આત્મસ્વરૂપના જ્ઞાન અને તેની સાધનાને લક્ષીને જ મુખ્ય વક્તવ્ય છે

આગમનુ એ નિરૂપણ સસ્કૃત ભાષામા નથી તેમ જ ઉપનિષદોની શૈલીથી જુદી શૈલી એ ધરાવે છે તેમ છતા એ છે તો આત્મતત્ત્વ સબધે જ એ જ રીતે બુદ્ધના ઉદ્ગારોના સગ્રહરૂપ ગણાતા પ્રાચીન પિટકોમા પણ આત્મસ્વરૂપ અને તેની સાધનાની જ એક રીતે ચર્ચા છે ભલે તે આત્માને નામે કે સસ્કૃત ભાષામા ન હોય ભલે એની શૈલી ઉપનિષદો અને જૈન આગમો કરતા મર્ડક જુદી પડતી હોય પણ તે નિરૂપણ અધ્યાત્મલક્ષી જ છે ભાષાભેદ શૈલીભેદ કે ઉપરથી દેખાતો આશિક દૃષ્ટિભેદ એ ગૌણ વસ્તુ છે મુખ્ય અને ખરી વસ્તુ એ બધામા સામાન્ય છે તે તો આધ્યાત્મિક દૃષ્ટિએ ચર્ચાયેલી સાધનાના પરિણામોનુ નિરૂપણ છે વૈદિક બૌદ્ધ અને જૈન વગેરે બધા સતોનો અનુભવ ટૂકમા એ જ છે કે પોતા વિશેનું અજ્ઞાન (અવિદ્યા) નિવારવુ અને સમ્યગ્જ્ઞાન મેળવવુ

સમ્યગ્જ્ઞાન મેળવવાના અનેક માર્ગો શોધાયા અને યોજાયા કોઈએ એક તો કોઈએ બીજા ઉપર સહેજ વધારે ભાર આપ્યો એને લીધે કેટલીક વાર પથભેદો જન્મ્યા અને એ પથભેદો ટૂકી દૃષ્ટિથી પોતાના સાકડા વાડા પણ બની ગયા એટલુ જ નહિ પણ તેઓ ક્યારેક વાર શાબ્દિક અર્થની ખેચતાણમા પડી એકબીજાના ખડનમાં ઊતરી ગયા અને દૃષ્ટિની વિશાળતા તેમ જ આત્મશુદ્ધિ સાધવાનો મુખ્ય

ઉદ્દેશ જ વીસરી ગયા એને લીધે આધ્યાત્મિક સાધના ઉપર ઊભી થયેલી પરંપરાઓ મોટે ભાગે એકદેશીય અને દુરાગ્રહી પણ બની ગયેલી આપણે ઇતિહાસમાં જોઈએ છીએ વિશેષ તો એ પણ એક જ પરંપરામાં પણ એના ફાંટા પડ્યા અને તે પરસ્પર એવી રીતે વર્તવા અને જોવા લાગ્યા કે તેમાં પણ અભિનિવેશ અને દુરાગ્રહે જ મુખ્ય સ્થાન લીધું

કોઈ પણ સમાજમાં વ્યક્તિ જ્યારે ખરા અર્થમાં આત્મજિજ્ઞાસુ બને છે, ત્યારે તેને પરંતુ શરૂઆતમાં એ વાડા અને ફાંટાના સંકુચિત બંધનો અને સંસ્કારો ભારે વિઘ્નરૂપ થઈ પડે છે પણ ખરો અધ્યાત્મજિજ્ઞાસુ એ સર્વ વિરોધીથી પર જાય છે અને પોતાનો માર્ગ પોતાના જ પુરુષાર્થથી નિષ્કંટક બનાવે છે આવા અધ્યાત્મવીરો વિરલ પાકે છે શ્રીમદ્ એ વિરલમાંના એક આધુનિક મહાન વિરલ પુરુષ છે તેમણે જૈન પરંપરાના સંસ્કાર વિશેષ પ્રમાણમાં ઝીલ્યા તેમણે મૂળ લખાણો ગુજરાતીમાં જ અને તે પણ મોટે ભાગે જૈન પરિભાષાને અવલંબીને જ લખ્યા છે તેથી એમની ઓળખ ગુજરાત બહાર અથવા જૈનેતર ક્ષેત્રમાં બહુ વિશેષ નથી પણ તેથી એમનું આધ્યાત્મિક પોત અને સૂક્ષ્મ સમ્યદૃષ્ટિ સાધારણ છે એમ જો કોઈ ધારે તો તે મહતી ભ્રાન્તિ જ સિદ્ધ થશે એક વાર કોઈ સમજદાર એમનાં લખાણો વાંચે તો તેના મન ઉપર એમની વિવેકપ્રજ્ઞા મધ્યસ્થતા અને સહજ નિષ્પક્ષતાની અચૂક છાપ પડ્યા વિના કદી જ નહિ રહે

મેં પ્રથમ પણ એક વાર આત્મસિદ્ધિ વાંચેલી અને વિચારેલી પરંતુ હવે જ્યારે આ લખું છું ત્યારે વિશેષ સ્થિરતા અને વિશેષ તટસ્થતાથી એ વાંચી એના અર્થો વિચાર્યા એના વક્તવ્યનું યથાશક્તિ મનન અને પૃથક્કરણ કર્યું ત્યારે મને લાગ્યું કે આ આત્મસિદ્ધિ' એ એક જ ગ્રંથ એવો છે કે તેમાં શ્રીમદ્ રાજચંદ્રની વિચારણા અને સાધનાનું ઊંડામાં ઊંડુ સર્વ રહસ્ય આવી જાય છે

જે ઉંમરે અને જેટલા ટૂંકા વખતમાં શ્રી રાજચંદ્રે આત્મસિદ્ધિમાં પોતે પચાવેલ જ્ઞાન ગૂંથ્યું છે તેનો વિચાર કરું છું ત્યારે મારું મસ્તક

ભક્તિભાવે નમી પડે છે એટલુ જ નહિ પણ મને લાગે છે કે તેમનો આધ્યાત્મિક મુમુક્ષુને આપેલી ભેટ એ તો મકરો વિદ્વાનોએ આપેલી સાહિત્યિક ગ્રન્થરાશિની ભેટ કરતા વિશેષ મૂલ્યવતી છે પોતપોતાના પક્ષની અને મતપક્ષની સિદ્ધિ અર્થે અનેક સિદ્ધિ ગ્રન્થો સેંકડો વર્ષ થયા લખાતા રહ્યા છે 'સર્વાર્થસિદ્ધિ' માત્ર જૈન આચાર્યે જ નહિ પણ જૈનેતર આચાર્યોએ પણ પોતપોતાના સંપ્રદાય પરત્વે લખી છે 'બ્રહ્મસિદ્ધિ' 'અદ્વૈતસિદ્ધિ' આદિ વેદાન્ત વિષયક ગ્રંથો સુવિદિત છે 'નૈષ્કર્મ્યસિદ્ધિ,' 'ઈશ્વરસિદ્ધિ' એ પણ જાણીતા છે સર્વજ્ઞસિદ્ધિ જૈન બૌદ્ધ વગેરે અનેક પરંપરાઓમા લખાયેલી છે અકલંકના સિદ્ધિવિનિશ્ચય ઉપરાંત આચાર્ય શિવસ્વામી રચિત સિદ્ધિવિનિશ્ચય ના અસ્તિત્વનુ પ્રમાણ હમણા મળ્યુ છે આવા વિનિશ્ચય ગ્રંથોમા પોતપોતાને અભિપ્રેત હોય એવા અનેક વિષયોની સિદ્ધિ કહેવામા આવી છે પણ એ બધી સિદ્ધિઓ સાથે જ્યારે શ્રી રાજચન્દ્ર ની 'આત્મસિદ્ધિ'ને સરખાવુ છુ ત્યારે સિદ્ધિ શબ્દ રૂપે સમાનતા હોવા છતા એના પ્રેરક દૃષ્ટિબિંદુમા મહદ્ અંતર જણાય છે તે તે દર્શનની ઉપર સૂચવેલી અને બીજી સિદ્ધિઓ અમુક વિષયની માત્ર તર્ક દ્વારા ઉપપત્તિ કરે છે અને વિરોધી મત પક્ષનુ તર્ક કે યુક્તિથી નિરાકરણ કરે છે વસ્તુત એવી દાર્શનિક સિદ્ધિઓ મુખ્યપણે તર્ક અને યુક્તિને બળે રચાયેલી છે પણ એની પાછળ આત્મસાધના કે આધ્યાત્મિક પરિણતિનુ સમર્થ બળ ભાગે જ દેખાય છે જ્યારે પ્રસ્તુત 'આત્મસિદ્ધિ'ની ભાત જ જુદી છે એમા શ્રી રાજચન્દ્રે જે નિરૂપ્યુ છે તે તેમના જીવનના ઊંડાણમાંથી અનુભવપૂર્વક આવેલું હોઈ એ માત્ર તાર્કિક ઉપપત્તિ નથી પણ આત્માનુભવની થયેલી સિદ્ધિ — પ્રતીતિ છે એમ મને સ્પષ્ટ લાગે છે તેથી જ તો તેમના નિરૂપણમા એક પણ વેણુ કડવુ આવેશપૂર્ણ પક્ષપાતી કે વિવેકવિનાનુ નથી જીવસિદ્ધિ તો શ્રીમદ્ અગાઉ કેટલાય આચાર્યોએ કરેલી અને લખેલી છે પણ તેમા પ્રસ્તુત 'આત્મસિદ્ધિ'મા છે તેવુ બળ ભાગ્યે જ પ્રતીત થાય છે અલબત્ત એમા યુક્તિ અને દલીલો ભરનાબંધ છે

આકુ ફરતું નથી તેથી જ શ્રીમદ્ રાજચન્દ્રની 'આત્મસિદ્ધિ' એ એક સિદ્ધાન્તશાસ્ત્ર બની રહે છે

ભારતીય તત્ત્વજ્ઞ અને સંતોની આત્માના સ્વરૂપ વિશેની દૃષ્ટિ મુખ્યપણે ત્રણ વિભાગમાં વહેંચાઈ જાય છે (૧) દેહભેદે આત્મભેદ અને તે વાસ્તવિક જ (૨) તાત્ત્વિક રીતે આત્મતત્ત્વ એક જ અને તે અખંડ છતાં દેખાતો જીવભેદ એ માત્ર અજ્ઞાનમૂલક (૩) જીવભેદ વાસ્તવિક પણ તે એક જ પરમાત્માના અંશો આ રીતે દૃષ્ટિઓ ત્રણ પ્રકારની હોવા છતાં બધી દૃષ્ટિનો પારમાર્થિક આચાર એક જ છે વાસ્તવિક જીવભેદ માનનાર દરેક દર્શન જીવનું તાત્ત્વિક સ્વરૂપ તો સમાન જ માને છે ને તે આધારે તેઓ બીજા નાના મોટા તમામ પ્રાણી પ્રત્યે આત્મૌપમ્યમૂલક આચાર યોજે છે અને પોતા પ્રત્યે બીજા તરફથી જે વર્તનની અપેક્ષા રખાય તેવું જ વર્તન બીજા પ્રત્યે રાખવા ઉપર ભાર આપી સમગ્ર આચાર-વ્યવહાર યોજે છે જેઓ આત્માના વાસ્તવિક અભેદ કે બ્રહ્મૈક્યમાં માને છે તેઓ પણ બીજા જીવોમાં પોતાનું જ અસલી પેત માની અભેદમૂલક આચાર-વ્યવહાર યોજી કહે છે કે અન્ય જીવ પ્રત્યે વિચારમાં કે વર્તનમાં ભેદ રાખવો તે આત્મદ્રોહ છે અને એમ કહી સમાન આચાર-વ્યવહારની જ હિમાયત કરે છે ત્રીજી દૃષ્ટિવાળા પણ ઉપરની રીતે જ તાત્ત્વિક આચાર-વ્યવહારની હિમાયત કરે છે આ રીતે જોઈએ તો આત્મવાદી ગમે તે દર્શન હોય તો પણ તેની પારમાર્થિક કે મૂલગામી આચાર-વ્યવહારની હિમાયત એક જ પ્રકારની છે તેથી જ જૈન બૌદ્ધ વેદાન્ત કે વૈષ્ણવ આદિ બધા જ દર્શનોમાં સત્ય અહિંસા, અપરિગ્રહ આદિ તાત્ત્વિક આચારમાં કશો જ ભેદ દેખાતો નથી, અલબત્ત, બાહ્ય અને સામાજિક આચાર-વ્યવહાર જે મુખ્યપણે રૂઢિઓ અને દેશકાળને અનુસરી ઘડાય કે બદલાય છે તેમાં પરંપરાભેદ છે જ અને તે માનવ સ્વભાવ પ્રમાણે અનિવાર્ય છે પણ જે આત્મસ્પર્શી મૂલગામી વર્તનના સિદ્ધાન્તો છે તેમાં કોઈનો મતભેદ નથી દરેક દર્શન પોતાની માન્યતા પ્રમાણેના આત્મજ્ઞાન ઉપર ભાર આપી તે વિશેનું અજ્ઞાન કે

છે અને સુવિચારણા જ મે છે એને જ લીધે નિશ્ચય અને વ્યવહારનું અન્તર તેમ જ તેનો સબધ યથાર્થપણે સમજાય છે તેમ જ કયો સદ્વ્યવહાર અને કયો નહિ તે પણ સમજાય છે આની સુવિચારણાના ફળરૂપે કે તેની પુષ્ટિ અર્થે શ્રી રાજચન્દ્રે આમાને લગતા છ પદો વિષે અનુભવસિદ્ધ વાણીમા શાસ્ત્રીય વર્ણન કર્યું છે જે સિદ્ધસેને 'સમતિતર્ક'મા અને હરિભદ્રે 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય' આદિમા પણ કર્યું છે

૧ આત્માનુ અસ્તિત્વ દર્શાવતા શ્રી રાજચન્દ્રે જે દેહાત્મવાદીની પ્રચલિત અને આનસૂતમ દલીલોનુ નિરસન કર્યું છે તે એક બાજુ ચાર્વાક માન્યતાનો નકશો રજૂ કરે છે ને બીજી બાજુ આત્મવાદની ભૂમિકા રજૂ કરે છે એમ તો અનેક આત્મસ્થાપક ગ્રથોમા ચાર્વાક મતનું નિરસન આવે છે પણ શ્રી રાજચન્દ્રની વિશેષતા મને એ લાગે છે કે તેમનું કથન શાસ્ત્રીય અભ્યાસમૂલક માત્ર ઉપરચોટિયા દલીલોમાથી ન જન્મતા સીધુ અનુભવમાથી આવેલુ છે તેથી જ તેમની કેટલીક દલીલો હૈયાસોસરી ઊતરી જાય તેવી છે

૨ આત્મા અર્થાત્ ચૈતન્ય એ સાથે જ ઉત્પન્ન નથી થતુ અને દેહના વિનાશ સાથે વિનાશ નથી પામતુ એ વસ્તુ સમજાય તેવી વાણી અને યુક્તિઓથી દર્શાવી આત્માનું નિત્યપણું—પુનર્જન્મ સ્થાપેલ છે દૃષ્ટિભેદે આત્મા ભિન્ન ભિન્ન અવસ્થાઓ ધારણ કરવા છતા કેવી રીતે સ્થિર છે અને પૂર્વજન્મના સ્મરણો કઈ રીતે કામ કરે છે એ દર્શાવવા એમણે સિદ્ધસેનના સમતિતર્કની રીત પણ વાપરી છે કે બાલ્ય યૌવન આદિ ભિન્ન ભિન્ન અવસ્થાઓ છતા માણસ તેમા પોતાને અખંડ સૂત્રરૂપે જુએ છે માત્ર ક્ષણિકતા નથી એ દર્શાવતા તેમણે કહ્યુ છે કે જ્ઞાન તો ભિન્ન ભિન્ન ભલે ક્ષણિક છે પરતુ એ બધા જ જ્ઞાનોની ક્ષણિકતાનું જે ભાન કરે છે તે પોતે ક્ષણિક હોય તો બધા જ જ્ઞાનોમાં પોતાનુ ઓતપ્રોતપણું કેમ જાણી શકે? તેમની આ દલીલ ગભીર છે

૩ નિરીશ્વર કે સેશ્વર સાખ્ય જેવી પરપરાઓ ચેતનમા વાસ્તવિક બધ નથી માનતી તેઓ ચેતનને વાસ્તવિક રીતે અસગ

અને મોક્ષ છે, જ્યારે ન્યાયવૈશેષિક પરિભાષામાં અજ્ઞાન, સંસાર, તત્ત્વજ્ઞાન અને અપવર્ગ છે તેમ જ સાંખ્ય યોગ પરિભાષામાં અવિવેક, સંસાર, વિવેક અને મોક્ષ છે આ રીતે તુલના કરતાં બધાં જ બ્રાહ્મણ શ્રમણ દર્શનો મુખ્ય વસ્તુમાં એક મત થઈ જતાં હોવાથી શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે કે—

> નિશ્ચય સર્વે જ્ઞાનીનો આવી અત્ર સમાય
> ધરી મૌનતા એમ કહી સહજ સમાધિ માંય ૧૧૮

કેઃ ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓ આત્મસિદ્ધિ ને ઉદાર દૃષ્ટિથી તેમ જ તુલના દૃષ્ટિથી સમજશે તો એમને એમાં ધનનો મર્મ અવશ્ય જડી આવશે ખરી રીતે પ્રસ્તુત ગ્રંથ ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસક્રમમાં સ્થાન પામે તેવો છે ફક્ત એને સમજનાર અને સમજાવનારનો યોગ આવશ્યક છે

શ્રી મુકુન્દભાઈ એમ એ ગૂજરાત વિદ્યાપીઠમાં ગુજરાતીના અધ્યાપક છે પ્રસ્તુત ગ્રંથ તૈયાર કરવાની એમની ઇચ્છા જાણી ત્યારે મેં એને વધારી લીધી એમણે આખો ગ્રંથ વિવેચન સહિત મને સંભળાવ્યો એ સાંભળતાં જ મારો પ્રથમનો આદર અનેક ગણો વધી ગયો અને પરિણામે કાંઈક લખવાની સ્ફુરણા પણ થઈ હું કોઈ અધ્યાત્માનુભવી નથી તેમ છતાં મારો શાસ્ત્રરસ તો છે જ માત્ર એ રસથી અને બને ત્યાં લગી તટસ્થતાથી પ્રેરાઈ મેં કાંઈક ટૂંકું છતાં ધાર્યા કરતાં વિસ્તૃત લખ્યું છે જો એ ઉપયોગી નહિ નીવડે તોય આ શ્રમ મારી દૃષ્ટિએ વ્યર્થ નથી આ તક આપવા બદલ હું શ્રી મુકુન્દભાઈનો આભાર માનું છું કુળે જૈન નહિ છતાં શ્રીમદ્ રાજચંદ્રનાં લખાણોને વાંચી, સમજી તૈયાર થવા અને આત્મસિદ્ધિનું સંસ્કરણ તૈયાર કરવા માટે તેમનો આભાર માનવો જોઈએ

સરિતકુંજ એલિસબ્રીજ અમદાવાદ
તા ૨૨ નવેમ્બર ૧૯૫૩

સુખલાલ

## આત્મસિદ્ધિશાસ્ત્ર

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત.[1] ૧

જે આત્મસ્વરૂપ સમજ્યા વિના ભૂતકાળે હું અનંત દુઃખ પામ્યો, તે પદ જેણે સમજાવ્યું—એટલે ભવિષ્યકાળે ઉત્પન્ન થવા યોગ્ય એવાં અનંત દુઃખ પામત તે મૂળ જેણે છેદ્યું—એવા શ્રી સદ્ગુરુ ભગવાનને નમસ્કાર હો.

વર્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ,
વિચારવા આત્માર્થીને, ભાખ્યો અત્ર અગોપ્ય.[2] ૨

આ વર્તમાનકાળમાં મોક્ષમાર્ગ ઘણો લોપ થઈ ગયો છે, જે મોક્ષમાર્ગ આત્માર્થીને વિચારવા માટે (ગુરુ-શિષ્યના સંવાદરૂપે) અત્રે પ્રગટ કહીએ છીએ.

કોઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્કજ્ઞાનમાં કોઈ,
માને મારગ મોક્ષનો, કરુણા ઊપજે જોઈ.[3] ૩

---

૧ દુઃખ અને તેની નિવૃત્તિના ઉપાય અંગે શ્રીમદ્ રાજચંદ્રે અન્યત્ર કરેલી વિચારણા માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ ૧.

૨ આ કાળ તથા તેમાં મોક્ષની સંભાવના ઇત્યાદિ અંગે વિશેષ સમજૂતી તથા શ્રીમદ્ રાજચંદ્રે કરેલી વિચારણા માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ ૨.

૩ જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ ૩.

પ્રથમ એ ગુણો આવ્યેથી સદ્ગુરુનો ઉપદેશ તેમા પરિણામ પામે છે ઉજ્જવળ અત રણ વિના સદ્ગુરુનો ઉપદેશ પરિણમતો નથી તેથા વૈરાગ્યાદિ આત્મજ્ઞાનની પ્રાપ્તિના સાધનો છે એમ કહ્યુ

અને જે જીવો ક્રિયાજડ છે તેને એવો ઉપદેશ કર્યો કે કાયા જ માત્ર રો ી તે કાંઈ આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુ નથી વૈરાગ્યાદિ ગુણો આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુ છે માટે તમે તે ક્રિયાને અવગાહો, અને તે ક્રિયામા પણ અટકીને રહેવુ ઘટતુ નથી કેમકે આત્મજ્ઞાન વિના તે પણ ભવનુ મૂળ છેદી શક્તા નથી માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિને અર્થે તે વૈરાગ્યાદિ ગુણોમા વર્તો અને કાયક્લેશરૂપ પણ કષાયાદિનુ જેમા તથારૂપ કંઈ ક્ષીણપણું થતુ નથી તેમા તમે મોક્ષમાર્ગનો દુરાગ્રહ રાખો નહી, એમ ક્રિયાજડને કહ્યુ

અને જે શુષ્કજ્ઞાનીઓ ત્યાગવૈરાગ્યાદિ રહિત છે માત્ર વાચાજ્ઞાની છે તેને એમ કહ્યુ કે વૈરાગ્યાદિ સાધન છે તે આત્મજ્ઞાનની પ્રાપ્તિના કારણો છે કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી તમે વૈરાગ્યાદિ પણ પામ્યા નથી તો આત્મજ્ઞાન ક્યાથી પામ્યા હો તે કંઈક આત્મામા વિચારો સસાર પ્રત્યે ઉદાસીનતા દેહની મૂર્છાનુ અ પત્વ ભોગમા અનાસક્તિ, તથા માનાદિનુ પાતળાપણુ એ આદિ ગુણો વિના તો આત્મજ્ઞાન પરિણામ પામતુ નથી અને આત્મજ્ઞાન પામ્યે તો તે ગુણો અત્યત દૃઢ થાય છે કેમકે આત્મજ્ઞાનરૂપ મૂળ તેને પ્રાપ્ત થયુ તેને બદલે તમે આત્મજ્ઞાન અમને છે એમ માનો છો અને આત્મામા તો ભોગાદિ કામનાનો અગ્નિ બળ્યા કરે છે પૂજા સ ારાદિની કામના વાર વાર સ્ફુરાયમાન થાય છે સહજ અશાતાએ બહુ આકુળવ્યાકુળતા થઈ જાય છે તે કેમ લક્ષમા આવતા નથી કે આ આત્મજ્ઞાનના લક્ષણો નહી ! 'માત્ર માનાદિ કામનાએ આત્મજ્ઞાની કહેવરાવુ છુ' એમ જે સમજવામા આવતુ નથી તે સમજો અને વૈરાગ્યાદિ સાધનો પ્રથમ તો આત્મામા ઉત્પન્ન કરો કે જેથી આત્મજ્ઞાનની સન્મુખતા થાય

કોઈ ક્રિયાને જ વળગી રહ્યા છે, અને કોઈ શુષ્કજ્ઞાનને જ વળગી રહ્યા છે, એમ મોક્ષમાર્ગ માને છે, જે જોઈને દયા આવે છે

**બાહ્ય ક્રિયામા રાચતા, અ તર્ભેદ ન કાઈ,**
**જ્ઞાનમાર્ગ નિષેધતા, તેહ ક્રિયાજડ આહી [1] ૪**

બાહ્ય ક્રિયામા જ માત્ર રાચી રહ્યા છે, અ તર કઈ ભેદાયું નથી, અને જ્ઞાનમાર્ગને નિષેધ્યા કરે છે, તે અહી ક્રિયાજડ કહ્યા છે

**બ ધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણી માહી,**
**વર્તે મોહાવેશમા, શુષ્કજ્ઞાની તે આહી ૫**

બ ધ મોક્ષ માત્ર કલ્પના છે, એવા નિશ્ચયવાક્ય માત્ર વાણીમા બોલે છે, અને તથારૂપ દશા થઈ નથી, મોહના પ્રભાવમા વર્તે છે, એ અહી શુષ્કજ્ઞાની કહ્યા છે

**વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન,**
**તેમ જ આતમજ્ઞાનની, પ્રાપ્તિ તણા નિદાન [2] ૬**

વૈરાગ્યત્યાગાદિ જો સાથે આત્મજ્ઞાન હોય તો સફળ છે, અર્થાત્ મોક્ષની પ્રાપ્તિના હેતુ છે, અને જ્યા આત્મજ્ઞાન ન હોય ત્યા પણ જો તે આત્મજ્ઞાનને અર્થે કરવામા આવતા હોય, તો તે આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુ છે

**શ્રીમદ્ રાજચંદ્રનુ વિવેચન —**

વૈરાગ્ય ત્યાગ દયાદિ અતરગ વૃત્તિવાળી ક્રિયા છે તે જો સાથે આત્મજ્ઞાન હોય તો સફળ છે અર્થાત્ ભવનુ મૂળ છેદે છે અથવા વૈરાગ્ય, ત્યાગ દયાદિ આત્મજ્ઞાનની પ્રાપ્તિના કારણો છે એટલે જીવમા

---

૧ જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ ૪
૨ જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ ૫

સમજે એમ જે જ્યા જોઈએ તે ત્યા સમજવુ અને ત્યા ત્યા તે તે પ્રમાણે પ્રવર્તવુ એ આત્માર્થી જીવનુ લક્ષણ છે અર્થાત્ મતાર્થી હોય તે માનાર્થી હોય તે યોગ્ય માર્ગને ગ્રહણ ન કરે અથવા ક્રિયામા જ તેને દુરાગ્રહ થયો છે અથવા શુષ્કજ્ઞાનના જ અભિમાનમા જેણે જ્ઞાનીપણુ માની લીધુ છે તે ત્યાગવૈરાગ્યાદિ સાધનને અથવા આત્મજ્ઞાનને ગ્રહણ ન કરી શકે

જે આત્માર્થી હોય તે જ્યા જ્યા જે જે કરવુ ઘટે છે તે તે કરે અને જ્યા જ્યા જે જે સમજવુ ઘટે છે તે તે સમજે અથવા જ્યા જ્યા જે જે સમજવુ ઘટે છે તે તે સમજે અને જ્યા જે જે આચરવુ ઘટે છે તે તે આચરે, તે આત્માર્થી કહેવાય

અત્રે સમજવુ અને આચરવુ એ બે સામાન્ય પદે છે પણ વિભાગપૂર્વક કહેવાનો આશય એવો પણ છે કે જે જે જ્યા સમજવુ ઘટે તે તે ત્યા સમજવાની કામના જેને છે અને જે જે ત્યા આચરવુ ઘટે તે તે ત્યા આચરવાની જેને કામના છે તે પણ આત્માર્થી કહેવાય

**સેવે સદ્ગુરુચરણને, ત્યાગી દઈ નિજપક્ષ,**
**પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ ૯**

પોતાના પક્ષને છોડી દઈ, જે સદ્ગુરુના ચરણને સેવે તે પરમાર્થને પામે, અને આત્મસ્વરૂપનો લક્ષ તેને થાય

**શ્રીમદ્ રાજચંદ્રનુ વિવેચન —**

ઘણાને ક્રિયાજડત્વ વર્તે છે, અને ઘણાને શુષ્કજ્ઞાનીપણુ વર્તે છે તેનુ શુ કારણ હોવુ જોઈએ? એવી આશકા કરી તેનુ સમાધાન —

સદ્ગુરુના ચરણને જે પોતાનો પક્ષ એટલે મત છોડી દઈ સેવે તે પરમાર્થને પામે અને નિજપદનો એટલે આત્મસ્વભાવનો લક્ષ લે અર્થાત્ ઘણાને ક્રિયાજડત્વ વર્તે છે તેનો હેતુ એ છે કે અસદ્ગુરુ કે જે આત્મજ્ઞાન અને આત્મજ્ઞાનના સાધનને જાણતા નથી તેનો તેઓ આશ્રય લે છે તેથી તેને માત્ર ક્રિયાજડતો એટલે કાયક્લેશનો

**ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન,**
**અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન ૭**

જેના ચિત્તમાં ત્યાગ અને વૈરાગ્યાદિ સાધનો ઉત્પન્ન થયાં ન હોય તેને જ્ઞાન ન થાય, અને જે ત્યાગ વિરાગમાં જ અટકી રહી, આત્મજ્ઞાનની આકાંક્ષા ન રાખે, તે પોતાનું ભાન ભૂલે, અર્થાત્ અજ્ઞાનપૂર્વક ત્યાગવૈરાગ્યાદિ હોવાથી તે પૂજાસત્કારાદિથી પરાભવ પામે, અને આત્માર્થ ચૂકી જાય

શ્રીમદ્ રાજચંદ્રનું વિવેચન —

જેના અંતઃકરણમાં ત્યાગવૈરાગ્યાદિ ગુણો ઉત્પન્ન થયા નથી એવા જીવને આત્મજ્ઞાન ન થાય કેમકે મલિન અંતઃકરણરૂપ દર્પણમાં આત્મોપદેશનું પ્રતિબિંબ પડવું ઘટતું નથી તેમ જ માત્ર ત્યાગવૈરાગ્યમાં રાચી કૃતાર્થતા માને તે પણ પોતાના આત્માનું ભાન ભૂલે અર્થાત્ આત્મજ્ઞાન નહીં હોવાથી અજ્ઞાનનું સહચારીપણું છે જેથી તે ત્યાગ વૈરાગ્યાદિનું માન ઉત્પન્ન કરવા અર્થે અને માનાર્થે સર્વ સંયમાદિ પ્રવૃત્તિ થઈ જાય જેથી સંસારનો ઉચ્છેદ ન થાય માત્ર ત્યાં જ અટકવું થાય અર્થાત્ તે આત્મજ્ઞાનને પામે નહીં એમ ક્રિયાજડને સાધન-ક્રિયા અને તે સાધનનું જેથી સફળપણું થાય છે એવા આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો અને શુષ્કજ્ઞાનીને ત્યાગવૈરાગ્યાદિ સાધનનો ઉપદેશ કરી વાચાજ્ઞાનમાં કલ્યાણ નથી એમ પ્રેર્યું

**જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ,**
**ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ ૮**

જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, ત્યાં ત્યાં તે તે સમજે, અને ત્યાં ત્યાં તે તે આચરે એ આત્માર્થી પુરુષનાં લક્ષણો છે

શ્રીમદ્ રાજચંદ્રનું વિવેચન —

જે જે ઠેકાણે જે જે યોગ્ય છે એટલે જ્યાં ત્યાગવૈરાગ્યાદિ યોગ્ય હોય ત્યાં ત્યાં વૈરાગ્યાદિ સમજે જ્યાં આત્મજ્ઞાન યોગ્ય હોય ત્યાં આત્મજ્ઞાન

સમજે એમ જે જ્યાં જોઈએ તે ત્યાં સમજવું અને ત્યાં ત્યાં તે તે પ્રમાણે વર્તવું એ આત્માર્થી જીવનું લક્ષણ છે અર્થાત્ મતાર્થી હોય કે માનાર્થી હોય તે યોગ્ય માર્ગને ગ્રહણ ન કરે અથવા ક્રિયામાં જ તેને દુરાગ્રહ થયો છે અથવા શુષ્કજ્ઞાનના જ અભિમાનમાં જેણે જ્ઞાનીપણું માની લીધું છે તે ત્યાગવૈરાગ્યાદિ સાધનને અથવા આત્મજ્ઞાનને ગ્રહણ ન કરી શકે

જે આત્માર્થી હોય તે જ્યાં જ્યાં જે જે કરવું ઘટે છે તે તે કરે અને જ્યાં જ્યાં જે જે સમજવું ઘટે છે તે તે સમજે અથવા જ્યાં જ્યાં જે જે સમજવું ઘટે છે તે તે સમજે અને જ્યાં જે જે આચરવું ઘટે છે તે તે આચરે તે આત્માર્થી કહેવાય

અત્રે સમજવું અને આચરવું એ બે સામાન્ય પદ છે પણ વિભાગપદે કહેવાનો આશય એવો પણ છે કે જે જે જ્યાં સમજવું ઘટે તે તે ત્યાં સમજવાની કામના જેને છે અને જે જે જ્યાં આચરવું ઘટે તે તે ત્યાં આચરવાની જેને કામના છે તે પણ આત્માર્થી કહેવાય

**સેવે સદ્ગુરુચરણને, ત્યાગી દઈ નિજપક્ષ,**
**પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ ૯**

પોતાના પક્ષને છોડી દઈ, જે સદ્ગુરુના ચરણને સેવે તે પરમાર્થને પામે, અને આત્મસ્વરૂપનો લક્ષ તેને થાય

**શ્રીમદ્ રાજચંદ્ર વિવેચન —**

ઘણાને ક્રિયાજડત્વ વર્તે છે અને ઘણાને શુષ્કજ્ઞાનીપણું વર્તે છે તેનું શું કારણ હોવું જોઈએ ? એવી આશંકા કરી તેનું સમાધાન —

સદ્ગુરુના ચરણને જે પોતાનો પક્ષ એટલે મત છોડી દઈ સેવે તે પરમાર્થને પામે અને નિજપદનો એટલે આત્મસ્વભાવનો લક્ષ લે અર્થાત્ ઘણાને ક્રિયાજડત્વ વર્તે છે તેનો હેતુ એ છે કે અસદ્ગુરુ કે જે આત્મજ્ઞાન અને આત્મજ્ઞાનના સાધનને જાણતા નથી તેનો તેણે આશ્રય કર્યો છે તેથી તેને માત્ર ક્રિયાજડત્વનો એટલે ક્લેશનો

માર્ગ જાણે છે તેમા વળગાડે છે, અને મુખધર્મ દૃઢ કરાવે છે, જેથી તેને સદ્ગુરુનો યોગ મેળવવાની આકાંક્ષા થતી નથી, અથવા તેના યોગ મળ્યે પણ પક્ષની દૃઢ વાસના તેને સદુપદેશ સુખ થવા દેતી નથી, એટલે ક્રિયાજડત્વ ટળતુ નથી અને પરમાર્થની પ્રાપ્તિ થતી નથી

અને જે શુષ્કજ્ઞાની છે તેણે પણ સદ્ગુરુના ચરણ સેવ્યા નથી, માત્ર પોતાની મતિ કલ્પનાથી સ્વચ્છંદપણે અધ્યાત્મ ગ્રંથો વાચ્યા છે અથવા શુષ્કજ્ઞાની સમીપથી તેવા ગ્રંથો કે વચનો સાભળી લઈને પોતાને વિષે જ્ઞાનીપણુ માન્યુ છે અને જ્ઞાની ગણાવાના પદનુ એક પ્રકારનું માન છે તેમા તેની મીઠાશ રહી છે અને એ તેનો પક્ષ થયો છે અથવા કોઈ એક કારણવિશેષથી શાસ્ત્રોમા દયા દાન અને હિંસા, પૂજાનુ સમાનપણુ કહ્યુ છે તેવા વચનોને તેનો પરમાર્થ સમજ્યા વિના હાથમા લઈને માત્ર પોતાને જ્ઞાની બનાવવા અર્થે અને પામર જીવના તિરસ્કારના અર્થે તે વચનોનો ઉપયોગ કરે છે, પણ તેવાં વચનો કયે લક્ષે સમજવાથી પરમાર્થ થાય છે તે જાણતો નથી વળી જેમ દયા દાનાદિનુ શાસ્ત્રોમા નિષ્ફળપણું કહ્યુ છે તેમ નવ પૂર્વ સુધી ભણ્યા છતાં તે પણ અફળ ગયુ એમ જ્ઞાનનુ પણ નિષ્ફળપણુ કહ્યુ છે તો તે શુષ્કજ્ઞાનનો જ નિષેધ છે એમ છતા તેનો લક્ષ તેને થતો નથી કેમ કે જ્ઞાની બનવાના માને તેનો આત્મા મૂઢતાને પામ્યો છે તેથી તેને વિચારનો અવકાશ રહ્યો નથી એમ ક્રિયાજડ અથવા શુષ્કજ્ઞાની તે બન્ને ભૂલ્યા છે, અને તે પરમાર્થ પામવાની વાત રાખે છે અથવા પરમાર્થ પામ્યા છીએ એમ કહે છે તે માત્ર તેમનો દુરાગ્રહ તે પ્રત્યક્ષ દેખાય છે જો સદ્ગુરુના ચરણ સેવ્યા હોત, તો એવા દુરાગ્રહમા પડી જવાનો વખત ન આવત, અને આત્મસાધનમા જીવ દોરાત અને તથારૂપ સાધનથી પરમાર્થને પામત અને નિજપદનો લક્ષ લેત, અર્થાત્ તેની વૃત્તિ આત્મસન્મુખ થાત

વળી ઠામ ઠામ એકાકીપણે વિચરવાનો નિષેધ કર્યો છે અને સદ્ગુરુની સેવામા વિચરવાનો જ ઉપદેશ કર્યો છે તેથી પણ એમ

કરવા યોગ્ય છે પણ સદ્ગુરુ આજ્ઞાએ પ્રવર્તવાનો માર્ગ ઉપેક્ષિત કરવા યોગ્ય નથી વળી એ સ્થળે તો ઊલટું તે માર્ગ ઉપર દૃષ્ટિ આવવા પ્રકારે કથન કર્યું છે અને કહ્યું છે કે તે અશોચ્યા કેવળી [*] અર્થાત્ અશોચ્યા કેવળીનો આ પ્રસંગ સાંભળીને કોઈએ જે શાશ્વતમાર્ગ ચાલ્યો આવે છે તેના નિષેધ પ્રત્યે જવું એવો આશય નથી એમ નિષેધ ન કરવું.

કોઈ તીવ્ર આત્માર્થી એવા યદાપિ સદ્ગુરુનો યોગ ન મળ્યો હોય અને તેની તીવ્ર કામનામાં ને કામનામાં જ નિજવિચારમાં પડવાથી અથવા તીવ્ર આત્માર્થને લીધે નિજવિચારમાં પડવાથી, આત્મજ્ઞાન થયું હોય તો તે સદ્ગુરુ માર્ગનો ઉપેક્ષિત નહીં એવો, અને સદ્ગુરુથી પોતાને જ્ઞાન મળ્યું નથી માટે મોટા છુ એવો નહીં હોય, તેને થયું હોય એમ વિચારી વિચારવાન જીવે શાશ્વત મોક્ષમાર્ગનો લોપ ન થાય તેવું વચન પ્રકાશવું જોઈએ.

એક ગામથી બીજે ગામ જવું હોય અને તેના માર્ગ દીઠો નહી હોય એવો પોતે પચાસ વર્ષનો પુરુષ હોય અને લાખો ગામ જોઈ આવ્યો હોય તેને પણ તે માર્ગની ખબર પડતી નથી, અને કોઈને પૂછે ત્યારે જણાય છે નહીં તો ભૂલ ખાય છે અને તે માર્ગને જાણનાર એવું દશ વર્ષનું બાળક પણ તેને તે માર્ગ દેખાડે છે તેથી તે પહોંચી શકે છે એમ લૌકિકમાં અથવા વ્યવહારમાં પણ પ્રત્યક્ષ છે માટે જે આત્માર્થી હોય અથવા જેને આત્માર્થની ઇચ્છા હોય તેણે સદ્ગુરુના યોગે તરવાના કામી જીવનું કલ્યાણ થાય એ માર્ગ લોપવો ઘટે નહીં. કેમકે તેથી સર્વ જ્ઞાની પુરુષની આજ્ઞા લોપવા બરાબર થાય છે.

પૂર્વે સદ્ગુરુનો યોગ તો ઘણી વખત થયો છે છતાં જીવનું કલ્યાણ થયું નહીં જેથી સદ્ગુરુના ઉપદેશનું એવું કંઈ વિશેષપણું દેખાતું નથી એમ આશંકા થાય તો તેનો ઉત્તર બીજા પદમાં જ કહ્યો છે કે —

---

[*] વગર પાડ આપવા ધારેલો પત્ર મૂકાયો નથી.

કહ્યા છે તે પણ પૂર્વે બીજે ભવે સદ્ગુરુથી નિશ્ચય સમકિત પામ્યા છે એમ કહ્યું ; એટલે તે સ્વયંબુદ્ધપણું કહ્યું છે તે વર્તમાન દેહની અપેક્ષાએ કહ્યું છે અને તે સદ્ગુરુપદના નિષેધ અર્થે કહ્યું નથી

જો જે સદ્ગુરુપદનો નિષેધ કરે તો તે સદ્દેવ, સદ્ગુરુ અને સદ્ધર્મની પ્રતીતિ વિના સમકિત કહ્યું નથી તે કહેવા માત્ર જ થયું

અથવા જે શાસ્ત્રનું તમે પ્રમાણ લો છો તે શાસ્ત્ર સદ્ગુરુ એવા જિનના કહેલા છે તેથી પ્રમાણિક માનવા યોગ્ય છે કે કોઈ અસદ્ગુરુના કહેલા છે તેથી પ્રમાણિક માનવા યોગ્ય છે? જો અસદ્ગુરુના શાસ્ત્રો પણ પ્રમાણિક માનવામાં બાધ ન હોય તો તો અજ્ઞાન અને રાગદ્વેષ આરાધનાથી પણ મોક્ષ થાય એમ કહેવામાં બાધ નથી તે વિચારવા યોગ્ય છે

આચારાંગ સૂત્રમાં ( પ્રથમ શ્રુતસ્કંધ પ્રથમાધ્યયન પ્રથમ ઉદ્દેશે પ્રથમ વાક્ય ) કહ્યું છે કે – આ જીવ પૂર્વથી આવ્યો છે? પશ્ચિમથી આવ્યો છે? ઉત્તરથી આવ્યો છે? દક્ષિણથી આવ્યો છે? અથવા ઊંચેથી? નીચેથી કે કોઈ અનેરી દિશાથી આવ્યો છે? એમ જે જાણતા નથી તે મિથ્યાદષ્ટિ છે જે જાણે તે સમ્યગ્દૃષ્ટિ છે તે જાણવાના ત્રણ કારણો આ પ્રમાણે –(૧) તીર્થંકરના ઉપદેશથી (૨) સદ્ગુરુના ઉપદેશથી અને (૩) જાતિસ્મૃતિજ્ઞાનથી

અત્ર જાતિસ્મૃતિ જ્ઞાન કહ્યું તે પણ પૂર્વના ઉપદેશની સંધિ છે એટલે પૂર્વે તેને બોધ થવામાં સદ્ગુરુનો અસંભવ ધારવો ઘટતો નથી ઠામ ઠામ જિનાગમમાં એમ કહ્યું છે કે – ગુરુણા છંદાણુવત્તગા * ગુરુની આજ્ઞાએ પ્રવર્તવું

ગુરુની આજ્ઞાએ ચાલતા અનંતા જીવો શીઘ્રપણે સીઝ્યા છે અને સીઝશે તેમ કોઈ જીવ પોતાના વિચારથી બોધ પામ્યા, તેમાં પ્રાયે પૂર્વે સદ્ગુરુ ઉપદેશનું કારણ હોય છે પણ કદાપિ ત્યાં તેમ ન હોય

* સૂત્રકૃતાંગ પ્રથમ શ્રુતસ્કંધ દ્વિતીય અધ્યયન ગા૦ ૩૨

ત્યાં પણ તે સદ્‌ગુરુનો નિત્યકામી રહ્યો થકો સદ્વિચારમાં પ્રેરાતો પ્રેરાતો સ્વવિચારથી આત્મજ્ઞાન પામ્યો એમ કહેવા યોગ્ય , અથવા તેને કંઈ સદ્‌ગુરુની ઉપેક્ષા નથી અને જ્યાં સદ્‌ગુરુની ઉપેક્ષા વર્તે ત્યાં માનનો સંભવ થાય છે અને જ્યાં સદ્‌ગુરુ પ્રત્યે (સ)માન હોય ત્યાં કલ્યાણ થવું કહ્યું કે તેને સદ્વિચાર પ્રેરવાનો આત્મગુણ કહ્યો

તથારૂપ માન આત્મગુણનું અવશ્ય ઘાતક છે બાહુબળજીમાં અનેક ગુણસમૂહ વિદ્યમાન છતાં નાના ભાઈઓને વંદન કરવામાં પોતાનું લઘુપણું થશે માટે અહીં જ ધ્યાનમાં રહેવું યોગ્ય છે એમ રાખી એક વર્ષ સુધી નિરાહારપણે અનેક ગુણસમુદાયે આત્મધ્યાનમાં રહ્યા તોપણ આત્મજ્ઞાન થયું નહીં બાકી બીજી બધી રીતની યોગ્યતા છતાં એક એ માનના કારણથી તે જ્ઞાન અટક્યું હતું જ્યારે શ્રી ઋષભદેવે પ્રેરેલી એવી બ્રાહ્મી અને સુંદરી સતીએ તેને તે દોષ નિવેદન કર્યો અને તે દોષનું ભાન તેને થયું તથા તે દોષની ઉપેક્ષા કરી અસારત્વ જાણ્યું ત્યારે કેવળજ્ઞાન થયું તે માન જ અત્રે ચાર ઘનઘાતી કર્મનું મૂળ થઈ વર્ત્યું હતું વળી બાર બાર મહિના સુધી નિરાહારપણે એક લક્ષે એક આસને આત્મવિચારમાં રહેનાર એવા પુરુષને એટલા માને તેવી બાર મહિનાની દશા સફળ થવા ન દીધી અર્થાત્ તે દશાથી માન ન સમજાયું અને જ્યારે સદ્‌ગુરુ એવા શ્રી ઋષભદેવે તે માન છે એમ પ્રેર્યું ત્યારે મુહૂર્તમાં તે માન વ્યતીત થયું એ પણ સદ્‌ગુરુનું જ માહાત્મ્ય દર્શાવ્યું છે

વળી આખો માર્ગ જ્ઞાનીની આજ્ઞામાં સમાય છે એમ વારંવાર કહ્યું છે આચારાંગસૂત્રમાં કહ્યું છે કે – (સુધર્માસ્વામી જંબુસ્વામીને ઉપદેશે છે, કે જગત આખાનું જેણે દર્શન કર્યું છે એવા મહાવીર ભગવાન તેમણે અમને આમ કહ્યું છે ) ગુરુને આધીન થઈ વર્તતા એવા અનંત પુરુષો માર્ગ પામીને મોક્ષ પ્રાપ્ત થયા

'ઉત્તરાધ્યયન' સૂયગડાંગાદિમાં ઠામ ઠામ એ જ કહ્યું છે

કહ્યા છે તે પણ પૂર્વે બીજે ભવે સદ્ગુરુથી નિશ્ચય સમકિત પામ્યા છે એમ કહ્યું છે એટલે તે સ્વયંબુદ્ધપણું કહ્યું છે તે વર્તમાન દેહની અપેક્ષાએ કહ્યું છે અને તે સદ્ગુરુપદના નિષેધને અર્થે કહ્યું નથી

અને જો સદ્ગુરુપદનો નિષેધ કરે તો તે સદ્દેવ સદ્ગુરુ અને સદ્ધર્મની પ્રતીતિ વિના સમકિત કહ્યું નથી તે કહેવા માત્ર જ થયું

અથવા જે શાસ્ત્રનું તમે પ્રમાણ લો છો તે શાસ્ત્ર સદ્ગુરુ એવા જિનના કહેલા છે તેથી પ્રમાણિક માનવા યોગ્ય છે કે કોઈ અસદ્ગુરુના કહેલા છે તેવી પ્રમાણિક માનવા યોગ્ય છે? જો અસદ્ગુરુના શાસ્ત્રો પણ પ્રમાણિક માનવામાં બાધ ન હોય તો તો અજ્ઞાન અને રાગદ્વેષ આરાધનાથી પણ મોક્ષ થાય એમ કહેવામાં બાધ નથી તે વિચારવા યોગ્ય છે

આચારાંગ સૂત્રમાં (પ્રથમ શ્રુતસ્કંધ પ્રથમાધ્યયનના પ્રથમ ઉદ્દેશે પ્રથમ વાક્ય) કહ્યું છે કે – આ જીવ ક્યાંથી આવ્યો છે? પશ્ચિમથી આવ્યો છે? ઉત્તરથી આવ્યો છે? દક્ષિણથી આવ્યો છે? અથવા ઊંચેથી? નીચેથી કે કોઈ બીજી દિશાથી આવ્યો છે? એમ જે જાણતા નથી તે મિથ્યાદૃષ્ટિ છે જે જાણે તે સમ્યગ્દૃષ્ટિ છે તે જાણવાનાં ત્રણ કારણો આ પ્રમાણે –(૧) તીર્થંકરના ઉપદેશથી (૨) સદ્ગુરુના ઉપદેશથી અને (૩) જાતિસ્મૃતિજ્ઞાનથી

અત્રે જાતિસ્મૃતિ જ્ઞાન કહ્યું તે પણ પૂર્વના ઉપદેશની સંધિ છે એટલે પૂર્વે તેને બોધ થવામાં સદ્ગુરુનો અસંભવ ધારવો ઘટતો નથી ઠામ ઠામ જિનાગમમાં એમ કહ્યું છે કે – गुरुणा छंदाणुवत्तगा * ગુરુની આજ્ઞાએ પ્રવર્તવું

ગુરુની આજ્ઞાએ ચાલતા અનંતા જીવો સીઝયા સીઝે છે અને સીઝશે તેમ કોઈ જીવ પોતાના વિચારથી બોધ પામ્યા તેમાં પ્રાયે પૂર્વે સદ્ગુરુ ઉપદેશનું કારણ હોય છે પણ કદાપિ જ્યાં તેમ ન હોય,

* સૂત્રકૃતાંગ પ્રથમ શ્રુતસ્કંધ દ્વિતીય અધ્યયન ગા૦ ૩૨

સદ્ગુરુ-લક્ષણ

**આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ,**
**અપૂર્વ વાણી, પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય.[1] ૧૦**

આત્મજ્ઞાનને વિષે જેમની સ્થિતિ છે, એટલે પરભાવની ઇચ્છાથી જે રહિત થયા છે; તથા શત્રુ, મિત્ર, હર્ષ, શોક, નમસ્કાર, તિરસ્કારાદિ ભાવ પ્રત્યે જેને સમતા વર્તે છે, માત્ર પૂર્વે ઉત્પન્ન થયેલા એવા કર્મોના ઉદયને લીધે જેમની વિચરવા આદિ ક્રિયા છે, અજ્ઞાની કરતાં જેની વાણી પ્રત્યક્ષ જુદી પડે છે, અને ષડ્દર્શનના તાત્પર્યને જાણે છે, તે સદ્ગુરુના ઉત્તમ લક્ષણો છે.

**શ્રીમદ્ રાજચંદ્રનું વિવેચન —**

સ્વરૂપસ્થિત ઇચ્છારહિત વિચરે પૂર્વપ્રયોગ
અપૂર્વવાણી પરમશ્રુત સદ્ગુરુ લક્ષણ યોગ્ય

આત્મસ્વરૂપને વિષે જેની સ્થિતિ છે, વિષય અને માનપૂજાદિ ઇચ્છાથી રહિત છે અને માત્ર પૂર્વે ઉત્પન્ન થયેલા એવા કર્મના પ્રયોગથી જે વિચરે છે, જેમની વાણી અપૂર્વ છે અર્થાત્ નિજ અનુભવસહિત જેનો ઉપદેશ હોવાથી અજ્ઞાનીની વાણી કરતા પ્રત્યક્ષ જુદી પડે છે અને પરમશ્રુત એટલે ષડ્દર્શનના યથાસ્થિત જાણ હોય એ સદ્ગુરુના યોગ્ય લક્ષણો છે.

અને સ્વરૂપસ્થિત એવું પ્રથમપદ કહ્યું તેથી જ્ઞાનદશા કહી; ઇચ્છારહિતપણું કહ્યું તેથી ચારિત્રદશા કહી. ઇચ્છારહિત હોય તે વિચરી કેમ શકે? એવી આશંકા, 'પૂર્વપ્રયોગ એટલે પૂર્વના બંધાયેલા પ્રારબ્ધથી વિચરે છે; વિચરવા આદિની કામના જેની નથી' એમ કહી નિવૃત્ત કરી. 'અપૂર્વ વાણી' એમ કહેવાથી વચનાતિશયતા કહી, કેમકે

---

૧ આ ગાથા વિષે શ્રીમદ્ રાજચંદ્રે અન્યત્ર કરેલ વિશેષ વિવેચન માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૭

ગુણસ્થાનો વિદેહાની પ્રવૃત્તિ કરી શકવા યોગ્ય નથી એટલે તેરમે અને ચૌદે ગુણસ્થાનકે તે પદ પ્રવર્તે છે

**પ્રત્યક્ષ સદ્‌ગુરુ સમ નહીં, પરોક્ષ જિન ઉપકાર,**
**એવો લક્ષ થયા વિના, ઊગે ન આત્મવિચાર [1] ૧૧**

જ્યાં સુધી જીવને પૂર્વકાળે થઈ ગયેલા એવા જિનની વાત પર જ લક્ષ રહ્યા કરે, અને તેનો ઉપકાર કર્યા કરે, અને જેથી પ્રત્યક્ષ આત્મભ્રાંતિનુ સમાધાન થાય એવા સદ્‌ગુરુનો સમાગમ પ્રાપ્ત થયો હોય તેના પરોક્ષ જિનોના વચન કરતા મોટો ઉપકાર સમાયો છે તેમ જે ન જાણે, તેને આત્મવિચાર ઉત્પન્ન ન થાય

**સદ્‌ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ,**
**સમજ્યા વણ ઉપકાર શો? સમજ્યે જિનસ્વરૂપ ૧૨**

સદ્‌ગુરુના ઉપદેશ વિના જિનનુ સ્વરૂપ સમજાય નહી, અને સ્વરૂપ સમજાયા વિના ઉપકાર શો થાય? જો સદ્‌ગુરુ ઉપદેશે જિનનુ સ્વરૂપ સમજે તો, સમજનારનો આત્મા જિનની દશાને પામે

**શ્રીમદ્ રાજચંદ્રનુ વિવેચન —**

સદ્‌ગુરુના ઉપદેશથી સમજે જિનનુ રૂપ
તો તે પામે નિજદશા, જિન છે આત્મસ્વરૂપ
પામ્યા શુદ્ધ સ્વભાવને છે જિન તેથી પૂજ્ય
સમજો જિનસ્વભાવ તો આત્મભાન નો ગુજ્ય [2]

સદ્‌ગુરુના ઉપદેશથી જે જિનનુ સ્વરૂપ સમજે તે પોતાના સ્વરૂપની દશા પામે કેમકે શુદ્ધ આત્માપણું એ જ જિનનુ સ્વરૂપ છે

---

[1] આ વિષે શ્રીમદ્ રાજચંદ્રે એક પત્રમા આપેલ વિશેષ સમજણ માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ ન ૮ [2] ગુજ્ય – ગુહ્ય – અજ્ઞાત

પહેના કેવળીને ચાર કર્મો સત્તા છે તેથી સંપૂર્ણ સ્વરૂપસ્થિતિ તેરમે ગુણસ્થાનકે કેમ ન કહેવાય

આશંકા — ત્યાં નામાદિ ચાર કર્મોને અવ્યાબાધ સ્વરૂપસ્થિતિ ના કહે તો તે ઠીક છે પણ કેવળજ્ઞાનરૂપ સ્વરૂપસ્થિતિ છે તે સ્વરૂપસ્થિતિ કહેવામાં દોષ શો અને એમ તો તમે નથી, માટે સ્વરૂપસ્થિતિપદ કેમ કહેવાય?

સમાધાન — કેવળજ્ઞાનની સ્થિરતા સ્વરૂપસ્થિતિનું તારતમ્ય વિશેષ છે અને ચોથે પાંચમે આ ગુણસ્થાન તેવી અંશ છે એમ કહેવાય, પણ સ્વરૂપસ્થિતિ નથી એમ ન કહી શકાય ચોથે ગુણસ્થાનકે મિથ્યાત્વ મુક્તદશા થવાથી આત્મસ્વભાવઆવિર્ભાવપણું છે અને સ્વરૂપસ્થિતિ છે પાંચમે ગુણસ્થાનકે દેશ થકી ચારિત્રઘાતક કષાયો રોકાવાથી આત્મ સ્વભાવનું ચોથા કરતા વિશેષ આવિર્ભાવપણું છે અને છઠ્ઠામાં કષાયો વિશેષ રોકાવાથી સર્વ ચારિત્ર ઉદયપણું છે તેથી આત્મસ્વભાવનું વિશેષ આવિર્ભાવપણું છે માત્ર છઠ્ઠે ગુણસ્થાનકે પૂર્વનિબંધિત કર્મના ઉદયથી પ્રમત્તદશા ક્વચિત્ વર્તે છે તેને લીધે પ્રમત્ત સર્વ ચારિત્ર કહેવાય, પણ તેથી સ્વરૂપસ્થિતિમાં વિરોધ નથી કેમકે આત્મસ્વભાવનું બાહુલ્યતાથી આવિર્ભાવપણું છે વળી આગમ પણ એમ કહે છે કે ચોથા ગુણસ્થાનકેથી તેરમા ગુણસ્થાન સુધી આત્મપ્રતીતિ સમાન છે જ્ઞાનનો તારતમ્યભેદ છે

જો ચોથે ગુણસ્થાનકે સ્વરૂપસ્થિતિ અંશે પણ ન હોય તો મિથ્યાત્વ જવાનું ફળ શું? કંઈ જ થયું નહીં જે મિથ્યાત્વ ગયું તે જ આત્મસ્વભાવનું આવિર્ભાવપણું છે અને તે જ સ્વરૂપસ્થિતિ છે જો સમ્યક્ત્વ થી તથારૂપ સ્વરૂપસ્થિતિ ન હોત તો શ્રેણિકાદિને એકાવતારીપણું કેમ પ્રાપ્ત થાય? એક પણ વ્રત પચ્ચખાણ નહીં અને માત્ર એક જ ભવ બાકી રહ્યો એવું અલ્પસંસારીપણું થયું તે જ સ્વરૂપસ્થિતિરૂપ સમકિતનું બળ છે પાંચમે અને છઠ્ઠે ગુણસ્થાનકે ચારિત્રનું બળ વિશેષ છે અને મુખ્યપણે ઉપદેશક ગુણસ્થાનક તો છઠ્ઠું અને તેરમું છે બાકીના

જીવ અનાદિકાળથી પોતાના ડહાપણે અને પોતાની ઇચ્છાએ ચાલ્યો છે, એનું નામ 'સ્વચ્છંદ' છે જો તે સ્વચ્છંદને રોકે તો જરૂર તે મોક્ષને પામે, અને એ રીતે ભૂતકાળે અનંત જીવ મોક્ષ પામ્યા છે એમ રાગ, દ્વેષ અને અજ્ઞાન એમાંનો એકે દોષ જેને વિષે નથી એવા દોષરહિત વીતરાગે કહ્યું છે

પ્રત્યક્ષ ગુરુ યોગથી, સ્વચ્છંદ તે રોકાય,
અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય ૧૬

પ્રત્યક્ષ સદ્ગુરુના યોગથી તે સ્વચ્છંદ રોકાય છે, બાકી પોતાની ઇચ્છાએ બીજા ઘણા ઉપાય કર્યા છતાં ઘણું કરીને તે બમણો થાય છે

સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ,
સમકિત[1] તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ ૧૭

સ્વચ્છંદને તથા પોતાના મતના આગ્રહને તજીને જે સદ્ગુરુના લક્ષે ચાલે તેને પ્રત્યક્ષ કારણ જાણીને વીતરાગે 'સમકિત' કહ્યું છે

માનાદિક શત્રુ મહા, નિજ છંદે ન મરાય,
જાતાં સદ્ગુરુ શરણમાં, અલ્પ પ્રયાસે જાય ૧૮

માન અને પૂજાસત્કારાદિનો લોભ એ આદિ મહાશત્રુ તે પોતાના ડહાપણે ચાલતાં નાશ પામે નહીં, અને સદ્ગુરુના શરણમાં જતાં સહજ પ્રયત્નમાં જાય

જે સદ્ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન,
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન ૧૯

---

૧ સમકિત સમ્યગ્દર્શન

અથવા રાગદ્વેષ અને અજ્ઞાન જિનને વિષે નથી તે જ શુદ્ધ આત્મપદ છે અને તે પદ તો સત્તાએ સર્વ જીવનું છે તે સદ્ગુરુ-જિનને અવલંબીને અને જિનના સ્વરૂપને કહેવે કરી મુમુક્ષુજીવને સમજાય છે

**આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર,**
**પ્રત્યક્ષ સદ્ગુરુ યોગ નહિ, ત્યાં આધાર સુપાત્ર ૧૩**

જે જિનાગમાદિ આત્માના હોવાપણાનો તથા પરલોકાદિના હોવાપણાનો ઉપદેશ કરવાવાળાં શાસ્ત્રો છે, તે પણ જ્યાં પ્રત્યક્ષ સદ્ગુરુનો જોગ ન હોય ત્યાં સુપાત્ર જીવને આધારરૂપ છે, પણ સદ્ગુરુસમાન તે ભ્રાંતિના છેદક કહી ન શકાય

**[1]અથવા સદ્ગુરુએ કહ્યાં, જે અવગાહન કાજ,**
**તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ [2] ૧૪**

અથવા જો સદ્ગુરુએ તે શાસ્ત્રો વિચારવાની આજ્ઞા દીધી હોય, તો તે શાસ્ત્રો મતાંતર એટલે કુળધર્મને સાર્થક કરવાનો હેતુ આદિ ભ્રાંતિ છોડીને માત્ર આત્માર્થે નિત્ય વિચારવાં

**રોકે જીવ સ્વચ્છંદ[3] તો, પામે અવશ્ય મોક્ષ,**
**પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ ૧૫**

---

૧ પાઠાંતર —

અથવા સદ્ગુરુએ કહ્યાં જે અવગાહન કાજ
તો તે નિત્ય વિચારવાં કરી મતાંતર ત્યાજ

૨ સરખાવો — आणाए धम्मो आणाए तवो । (— હરિભદ્રસૂરિકૃત ઉપદેશપદ) (આજ્ઞાનું આરાધન એ જ ધર્મ આજ્ઞાનું આરાધન એ જ તપ) સદ્ગુરુના વચન પ્રમાણે વર્તવું એ જ ધર્મ ને તપ છે

૩ સ્વચ્છંદ પોતાની મરજી પ્રમાણે અહંકારે ચાલવું પરમાર્થનો રસ્તો ... કરીને વાગી કહે આ જ પોતાનું ડહાપણ અને તેને જ સ્વચ્છંદ કહેવો (ઉપદેશછાયા)

જીવ અનાદિકાળથી પોતાના ડહાપણે અને પોતાની ઇચ્છાએ ચાલ્યો છે, એનું નામ 'સ્વચ્છંદ' છે જો તે સ્વચ્છંદને રોકે તો જરૂર તે મોક્ષને પામે, અને એ રીતે ભૂતકાળે અનંત જીવ મોક્ષ પામ્યા છે એમ રાગ, દ્વેષ અને અજ્ઞાન એનાનો એક દોષ જેને વિષે નથી એવા દોષરહિત વીતરાગે કહ્યું છે

**પ્રત્યક્ષ ગુરુ યોગથી, સ્વચ્છંદ તે રોકાય,**
**અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય ૧૬**

પ્રત્યક્ષ સદ્ગુરુના યોગથી તે સ્વચ્છંદ રોકાય છે, બાકી પોતાની ઇચ્છાએ બીજા ઘણા ઉપાય કર્યા છતાં ઘણું કરીને તે બમણો થાય છે

**સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ,**
**સમકિત[1] તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ ૧૭**

સ્વચ્છંદને તથા પોતાના મતના આગ્રહને તજીને જે સદ્ગુરુના લક્ષે ચાલે તેને પ્રત્યક્ષ કારણ જાણીને વીતરાગે 'સમકિત' કહ્યું છે

**માનાદિક શત્રુ મહા, નિજ છંદે ન મરાય,**
**જાતા સદ્ગુરુ શરણમા, અલ્પ પ્રયાસે જાય ૧૮**

માન અને પૂજાસત્કારાદિનો લોભ એ આદિ મહાશત્રુ છે તે પોતાના ડહાપણે ચાલતા નાશ પામે નહી, અને સદ્ગુરુના શરણમાં જતા સહજ પ્રયત્નમાં જાય

**જે સદ્ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન,**
**ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન ૧૯**

---

૧ સમકિત સમ્યગ્દર્શન

અથવા રાગ દ્વેષ અને અજ્ઞાન જિનને નથી તે જ શુદ્ધ આત્મપદ છે અને તે પદ તો સત્તામે સર્વ જીવનું છે તે સદ્‌ગુરુ-જિનને અવલંબી અને જિનના સ્વરૂપને કહેવું કરી મુમુક્ષુજીવને સમજાય છે

**આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર,**
**પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગ નહિ, ત્યા આધાર સુપાત્ર. ૧૩**

જે જિનાગમાદિ આત્માના હોવાપણાનો તથા પરલોકાદિના હોવાપણાનો ઉપદેશ કરવાવાળા શાસ્ત્રો છે, તે પણ જ્યા પ્રત્યક્ષ સદ્‌ગુરુનો જોગ ન હોય ત્યા સુપાત્ર જીવને આધારરૂપ છે, પણ સદ્‌ગુરુસમાન તે ભ્રાંતિના છેદક કહી ન શકાય

**[1]અથવા સદ્‌ગુરુએ કહ્યા, જે અવગાહન કાજ,**
**તે તે નિત્ય વિચારવા, કરી મતાંતર ત્યાજ [2] ૧૪**

અથવા જો સદ્‌ગુરુએ તે શાસ્ત્રો વિચારવાની આજ્ઞા દીધી હોય, તો તે શાસ્ત્રો મતાંતર એટલે કુળધર્મને સાર્થક કરવાનો હેતુ આદિ ભ્રાંતિ છોડીને માત્ર આત્માર્થે નિત્ય વિચારવા

**રોકે જીવ સ્વચ્છંદ[3] તો, પામે અવશ્ય મોક્ષ,**
**પામ્યા એમ અનંત છે, ભાખ્યુ જિન નિર્દોષ ૧૫**

---

૧ પાઠાંતર —

અથવા સદ્‌ગુરુએ કહ્યા જે અવગાહન કાજ
તો તે નિત્ય વિચારવા કરી મતાંતર ત્યાજ

૨ સરખાવો — आणाए धम्मो आणाए तवो । (—હરિભદ્રસૂરિ ઉપદેશપદ) (આજ્ઞાનુ આરાધન એ જ ધર્મ આજ્ઞાનુ આરાધન એ જ તપ) સદ્‌ગુરુના વચન પ્રમાણે વર્તવુ એ જ શ્રેયસ્કર છે

૩ સ્વચ્છંદ પોતાની મરજી પ્રમાણે અહંકાર ચાતુર્ય પરમાર્થનો રસ્તો આ કરીને વાણી કહે આ જ પોતાનુ ડહાપણ અને તેને જ સ્વચ્છંદ કહેલ છે (ઉપદેશછાયા)

જીવ અનાદિકાળથી પોતાના ડહાપણે અને પોતાની ઇચ્છાએ ચાલ્યો છે, એનું નામ 'સ્વચ્છંદ' છે. જો તે સ્વચ્છંદને રોકે તો જરૂર તે મોક્ષને પામે; અને એ રીતે ભૂતકાળે અનંત જીવ મોક્ષ પામ્યા છે. એમ રાગ, દ્વેષ અને અજ્ઞાન એમાંનો એકે દોષ જેને વિષે નથી એવા દોષરહિત વીતરાગે કહ્યું છે.

**પ્રત્યક્ષ સદ્ગુરુ યોગથી, સ્વચ્છંદ તે રોકાય,**
**અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય ૧૬**

પ્રત્યક્ષ સદ્ગુરુના યોગથી તે સ્વચ્છંદ રોકાય છે, બાકી પોતાની ઇચ્છાએ બીજા ઘણા ઉપાય કર્યા છતાં ઘણું કરીને તે બમણો થાય છે.

**સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ,**
**સમકિત[1] તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ ૧૭**

સ્વચ્છંદને તથા પોતાના મતના આગ્રહને તજીને જે સદ્ગુરુના લક્ષે ચાલે તેને પ્રત્યક્ષ કારણ જાણીને વીતરાગે 'સમકિત' કહ્યું છે.

**માનાદિક શત્રુ મહા, નિજ છંદે ન મરાય,**
**જાતાં સદ્ગુરુ શરણમાં, અલ્પ પ્રયાસે જાય ૧૮**

માન અને પૂજાસત્કારાદિનો લોભ એ આદિ મહાશત્રુ છે, તે પોતાના ડહાપણે ચાલતાં નાશ પામે નહીં, અને સદ્ગુરુના શરણમાં જતાં અલ્પ પ્રયત્નમાં જાય.

**જે સદ્ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન,**
**ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન ૧૯**

1 સમકિત સમ્યક્ત્વ

જે સદ્ગુરુના ઉપદેશથી કોઈ કેવળજ્ઞાનને પામ્યા, તે સદ્ગુરુ હજી છદ્મસ્થ રહ્યા હોય, તોપણ જે કેવળજ્ઞાનને પામ્યા છે એવા તે કેવળી ભગવાન છદ્મસ્થ એવા પોતાના સદ્ગુરુની વૈયાવચ્ચ (સેવા પૂજા) કરે

**એવો માર્ગ વિનય[1] તણો, ભાખ્યો શ્રી વીતરાગ,**
**મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય ૨૦**

એવો વિનયનો માર્ગ શ્રી જિને ઉપદેશ્યો છે એ માર્ગનો મૂળ હેતુ એટલે તેથી આત્માને શો ઉપકાર થાય છે, તે કોઈક સુભાગ્ય એટલે સુલભબોધિ અથવા આરાધક જીવ હોય તે સમજે

**અસદ્ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ,**
**મહામોહનીય[2] કર્મથી, બૂડે ભવજળ માંહી ૨૧**

આ વિનયમાર્ગ કહ્યો તેનો લાભ એટલે તે શિષ્યાદિની પાસે કરાવવાની ઇચ્છા કરીને જો કોઈ પણ અસદ્ગુરુ પોતાને વિષે સદ્ગુરુપણું સ્થાપે, તો તે મહામોહનીય કર્મ ઉપાર્જન કરીને ભવસમુદ્રમાં બૂડે

**હોય મુમુક્ષુ[3] જીવ તે, સમજે એહ વિચાર,**
**હોય મતાર્થી જીવ તે, અવળો લે નિર્ધાર. ૨૨**

---

૧ વિનય શબ્દનો અર્થ માત્ર સભ્યતા કે નમ્રતા ન સમજવો વિનય એટલે આચાર સાધનામાર્ગ એવો અર્થ મુખ્ય લેવાય છે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં ૮

૨ મોહનીય કર્મ આઠ કર્મોમાં એ મોહનીય કર્મ છે જે કર્મોનો રાજા કહેવાય છે તેના પ્રભાવે જીવ સ્વરૂપને ભૂલે છે જુઓ આંક ૧ ૩

૩ મુમુક્ષુ મોક્ષની ઇચ્છાવાળો ( સંસારથી છૂટવાની જેની અભિલાષા છે તે

જે મોક્ષાર્થી જીવ હોય તે આ વિનયમાર્ગાદિનો વિચાર સમજે, અને જે મતાર્થી હોય તે તેનો અવળો નિર્ધાર લે, એટલે કાં પોતે તેવો વિનય શિષ્યાદિ પાસે કરાવે, અથવા અસદ્ગુરુને વિષે પોતે સદ્ગુરુની ભ્રાંતિ રાખી આ વિનયમાર્ગનો ઉપયોગ કરે

**હોય મતાર્થી તેહને, થાય ન આતમલક્ષ,**
**તેહ મતાર્થી લક્ષણો, અહીં કહ્યાં નિર્પક્ષ ૨૩**

જે મતાર્થી જીવ હોય તેને આત્મજ્ઞાનનો લક્ષ થાય નહીં, એવા મતાર્થી જીવનાં અહીં નિષ્પક્ષપાતે લક્ષણો કહ્યાં છે

મતાર્થી-લક્ષણ

**બાહ્યત્યાગ પણ જ્ઞાન નહિ, તે માને ગુરુ સત્ય,**
**અથવા નિજકુળધર્મના, તે ગુરુમાં જ મમત્વ ૨૪**

જેને માત્ર બાહ્યથી ત્યાગ દેખાય છે પણ આત્મજ્ઞાન નથી, અને ઉપલક્ષણથી અંતર્ત્યાગ નથી, તેવા ગુરુને સાચા ગુરુ માને, અથવા તો પોતાના કુળધર્મના ગમે તેવા ગુરુ હોય તોપણ તેમાં જ મમત્વ રાખે

**જે જિનદેહ પ્રમાણ ને, સમવસરણાદિ[1] સિદ્ધિ,**
**વર્ણન સમજે જિનનું, રોકી રહે નિજ બુદ્ધિ ૨૫**

જે જિનના દેહાદિનું વર્ણન છે તેને જિનનું વર્ણન સમજે છે, અને માત્ર પોતાના કુળધર્મના દેવ છે માટે

---

1 જૈન મત અનુસાર એવી માન્યતા છે કે તીર્થંકર ઉપદેશ આપવા જે સ્થળે જાય ત્યાં દેવો આવીને તેમના આગમન પહેલાં તે ભૂમિને સુશોભિત કરે અને એમનું સારી રીતે સ્વાગત થાય એવી વ્યવસ્થા કરે આ રીતે તીર્થંકરને સમવસરણ-સ્થાનની સુસજ્જતારૂપી સિદ્ધિ પ્રાપ્ત થયેલી મનાય છે

મારાપણાના કલ્પિત ભાગે સમવસરણાદિ માહાત્મ્ય કહ્યા કરે છે, અને તેમા પોતાની બુદ્ધિને રોકી રહે છે, એમને પરમાર્થ-હેતુસ્વરૂપ એવુ જિનનુ જે અંતર સ્વરૂપ જાણવા યોગ્ય છે તે જાણતા નથી, તથા તે જાણવાનો પ્રયત્ન કરતા નથી, અને માત્ર સમવસરણાદિમા જ જિનનુ સ્વરૂપ કહીને મતાર્થમા રહે છે

**પ્રત્યક્ષ સદ્ગુરુયોગમા, વર્તે દૃષ્ટિ વિમુખ,**
**અસદ્ગુરુને દૃઢ કરે, નિજ માનાર્થે મુખ્ય  ૨૬**

પ્રત્યક્ષ સદ્ગુરુનો ક્યારેક યોગ મળે તો દુરાગ્રહાદિછેદક તેની વાણી સાભળીને તેનાથી અવળી રીતે ચાલે, અર્થાત તે હિતકારી વાણીને ગ્રહણ કરે નહી, અને પોતે ખરેખરો દૃઢ મુમુક્ષુ છે એવુ માન મુખ્યપણે મેળવવાને અર્થે અસદ્ગુરુ સમીપે જઈને પોતે તેના પ્રત્યે પોતાનુ વિશેષ દૃઢપણુ જણાવે

**દેવાદિ ગતિ ભગમા,[1] જે સમજે શ્રુતજ્ઞાન,[2]**
**માને નિજ મત વેષનો, આગ્રહ મુક્તિનિદાન  ૨૭**

દેવ-નરકાદિ ગતિના 'ભાગા' આદિના સ્વરૂપ કોઈક વિશેષ પરમાર્થ હેતુથી કહ્યા છે, તે હેતુને જાણ્યો નથી, અને તે ભગજાળને શ્રુતજ્ઞાન જે સમજે છે, તથા પોતાના મતનો, વેષનો આગ્રહ રાખવામા જ મુક્તિનો હેતુ માને છે

---

૧ દેવાદિ ગતિ ભગમા જે સમજે શ્રુતજ્ઞાન = કર્મગ્રંથ આદિ કર્મશાસ્ત્રો દંડક અને ગતિ-આગતિના ચોકડા વગેરેના દેવાદિ ગતિઓની ભગજાળ છે તેને જ રટ્યા કરે અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત થયાનો સતોષ માને

૨ શ્રુતજ્ઞાન મતિજ્ઞાનથી જાણેલા પદાર્થથી સબધને લઈને થયેલ કોઈ બીજા પદાર્થના જ્ઞાનને શ્રુતજ્ઞાન કહે છે જેમ કે ઘટો શબ્દ સાભળ્યા પછી ઉત્પન્ન થયેલા કમ્બુગ્રીવાદિરૂપ ઘટનુ જ્ઞાન (જૈન સિદ્ધાન્ત પ્રવેશિકા)

**લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન,**
**ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન ૨૮**

વૃત્તિનું સ્વરૂપ શું ? તે પણ તે જાણતો નથી, અને 'હું વ્રતધારી છું' એવું અભિમાન ધારણ કર્યું છે. ક્વચિત્ પરમાર્થના ઉપદેશનો યોગ બને તોપણ લોકોમાં પોતાનું માન અને પૂજાસત્કારાદિ જતાં રહેશે, અથવા તે માનાદિ પછી પ્રાપ્ત નહીં થાય એમ જાણીને તે પરમાર્થને ગ્રહણ કરે નહીં.

**અથવા નિશ્ચયનય[1] ગ્રહે, માત્ર શબ્દની માંય,**
**લોપે સદ્વ્યવહારને, સાધન રહિત થાય ૨૯**

અથવા 'સમયસાર' કે 'યોગવાસિષ્ઠ' જેવા ગ્રંથો વાંચી તે માત્ર નિશ્ચયનયને ગ્રહણ કરે. કેવી રીતે ગ્રહણ કરે ? માત્ર કહેવારૂપે, અંતરંગમાં તથારૂપ ગુણની કંઈ સ્પર્શના નહીં અને સદ્ગુરુ, સત્શાસ્ત્ર તથા વૈરાગ્ય, વિવેકાદિ સાચા વ્યવહારને લોપે, તેમ જ પોતાને જ્ઞાની માની લઈને સાધનરહિત વર્તે.

**જ્ઞાનદશા પામે નહીં, સાધનદશા ન કાંઈ,**
**પામે તેનો સંગ જે, તે બૂડે ભવ માંહી ૩૦**

---

૧ વસ્તુને જાણવાના વિવિધ એકાંગી દૃષ્ટિબિંદુઓ તે નય કહેવાય. શાસ્ત્રજ્ઞાનની બાબતમાં મુખ્યત્વે નિશ્ચયનય અને વ્યવહારનય એવા બે દૃષ્ટિબિંદુ હોય. નિશ્ચયનય એટલે વસ્તુ તેના પારમાર્થિક સ્વરૂપે જેવું મૂળ હોય તેવું અંતિમ દૃષ્ટિબિંદુ. જેમકે વેદાંતાદિ મતે આત્મા નિત્ય શુદ્ધ-બુદ્ધ-મુક્ત છે. કર્મના લેપ રહિત છે ઇત્યાદિ.

વ્યવહારનય એટલે તેથી જુદી રીતે વસ્તુસ્વરૂપ અત્યારે જે રીતે સંબદ્ધ છે અને જેને આધારે સાધનામાર્ગ વિચારવાનો છે તે દૃષ્ટિબિંદુ. અર્થાત્ આત્મા બંધનમાં બંધાયેલો હોઈ દુઃખી જણાય છે તેને શી રીતે ફરી મુક્ત કરવો ઇત્યાદિ.

તે જ્ઞાનદશા પામે નહી, તેમ વૈરાગ્યાદિ સાધનદશા પણ તેને નથી, જેથી તેવા જીવનો સગ બીજા જે જીવને થાય તે પણ ભવસાગરમા ડૂબે

**એ પણ જીવ મતાર્થમા, નિજમાનાદિ કાજ,**
**પામે નહિ પરમાર્થને, અન્-અધિકારીમા જ  ૩૧**

એ જીવ પણ મતાર્થમા જ વર્તે છે, કેમકે ઉપર કહ્યા જીવ, તેને જેમ કુળધર્માદિથી મતાર્થતા છે, તેમ આને જ્ઞાની ગણાવવાના માનની ઇચ્છાથી પોતાના શુષ્કમતનો આગ્રહ છે, માટે તે પણ પરમાર્થને પામે નહી, અને અન્-અધિકારી એટલે જેને વિષે જ્ઞાન પરિણામ પામવા યોગ્ય નહી એવા જીવોમા તે પણ ગણાય

**નહિ કષાય[1] ઉપશાતતા, નહિ અતર વૈરાગ્ય,**
**સરળપણુ ન મધ્યસ્થતા,[2] એ મતાર્થી દુર્ભાગ્ય  ૩૨**

જેને ક્રોધ, માન, માયા, લોભરૂપ કષાય પાતળા પડ્યા નથી, તેમ જેને અતર વૈરાગ્ય ઉત્પન્ન થયો નથી, આત્મામા ગુણ ગ્રહણ કરવારૂપ સરળપણુ જેને રહ્યુ નથી, તેમ સત્યાસત્યતુલના કરવાને જેને અપક્ષપાતદૃષ્ટિ નથી, તે મતાર્થી જીવ દુર્ભાગ્ય એટલે જન્મ, જરા, મરણને છેદવાવાળા મોક્ષમાર્ગને પામવા યોગ્ય એવુ તેનુ ભાગ્ય ન સમજવુ

**લક્ષણ કહ્યા મતાર્થીના, મતાર્થ જાવા કાજ,**
**હવે કહુ આત્માર્થીના, આત્મ-અર્થ સુખસાજ  ૩૩**

૧ કષાય એટલે વાસના આવેશ ચિત્તમા ઉઠ્યો. શાસ્ત્ર જેને કલેશ કહે છે તે આત્માને કષે-એટલે દુઃખ દે દબે તે ક્રોધ માન માયા અને લોભ કષાય કહેવાય છે

૨ મધ્યસ્થતા ઉદાસીનતા પક્ષપાતરહિતપણુ

એમ મતાર્થી જીવના લક્ષણ કહ્યા તે કહેવાનો હેતુ એ છે કે કોઈ પણ જીવનો તે જાણીને મતાર્થ જાય હવે આત્માર્થી જીવના લક્ષણ કહીએ છીએ — તે લક્ષણ કેવા છે? તો કે આત્માને અવ્યાબાધ સુખની સામગ્રીના હેતુ છે

આત્માર્થી-લક્ષણ

**આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય,**
**બાકી કુળગુરુ કલ્પના, આત્માર્થી નહિ જોય ૩૪**

જ્યાં આત્મજ્ઞાન હોય ત્યાં મુનિપણું હોય, અર્થાત્ આત્મજ્ઞાન ન હોય ત્યાં મુનિપણું ન જ સંભવે જં સમ્મંતિ પાસહ તં મોણંતિ પાસહ જ્યાં સમકિત એટલે આત્મજ્ઞાન છે ત્યાં મુનિપણું જાણો, એમ 'આચારાંગ સૂત્ર'માં કહ્યું છે, એટલે જેમાં આત્મજ્ઞાન હોય તે સાચા ગુરુ છે એમ જાણે છે, અને આત્મજ્ઞાનરહિત હોય તોપણ પોતાના કુળના ગુરુને સદ્‌ગુરુ માનવા એ માત્ર કલ્પના છે, તેથી કાંઈ ભવચ્છેદ ન થાય એમ આત્માર્થી જુએ છે

**પ્રત્યક્ષ સદ્‌ગુરુ પ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર,**
**ત્રણે યોગ[1] એકત્વથી, વર્તે આજ્ઞાધાર ૩૫**

પ્રત્યક્ષ સદ્‌ગુરુની પ્રાપ્તિનો મોટો ઉપકાર જાણે, અર્થાત્ શાસ્ત્રાદિથી જે સમાધાન થઈ શકવા યોગ્ય નથી, અને જે દોષો સદ્‌ગુરુની આજ્ઞા ધારણ કર્યા વિના જતા નથી તે સદ્‌ગુરુયોગથી સમાધાન થાય, અને તે દોષો ટળે, માટે પ્રત્યક્ષ સદ્‌ગુરુનો મોટો ઉપકાર જાણે, અને તે સદ્‌ગુરુ પ્રત્યે મન, વચન, કાયાની એકતાથી આજ્ઞાધીનપણું વર્તે

---

[1] યોગ એટલે પ્રવૃત્તિ, ક્રિયા કાયા વચન અને મનની ક્રિયા એ યોગ કહેવાય છે (તત્ત્વાર્થ૦ ૬-૧)

**એક હોય ત્રણ કાળમા, પરમારથનો પ થ,**
**પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમત[1] ૩૬**

ત્રણે કાળને વિષે પરમાર્થનો પથ એટલે મોક્ષનો માર્ગ એક હોવો જોઈએ, અને જેથી તે પરમાર્થ સિદ્ધ થાય તે વ્યવહાર જીવે માન્ય રાખવા જોઈએ બીજો નહી

**એમ વિચારી અ તરે, શોધે સદ્ગુરુ યોગ,**
**કામ એક આત્માર્થનુ, બીજો નહિ મનરોગ ૩૭**

એમ અતરમા વિચારીને જે સદ્ગુરુના યોગનો શોધ કરે, માત્ર એક આત્માર્થની ઇચ્છા રાખે, પણ માનપૂજાદિક સિદ્ધિરિદ્ધિની કશી ઇચ્છા રાખે નહી, — એ રોગ જેના મનમા નથી

**કષાયની ઉપશાતતા, માત્ર મોક્ષ અભિલાષ,**
**ભવે ખેદ, પ્રાણીદયા, ત્યા આત્માર્થ નિવાસ ૩૮**

જ્યા કષાય પાતળા પડ્યા છે માત્ર એક મોક્ષપદ સિવાય બીજા કોઈ પદની અભિલાષા નથી, સસાર પર જેને વૈરાગ્ય વર્તે છે, અને પ્રાણીમાત્ર પર જેને દયા છે, એવા જીવને વિષે આત્માર્થનો નિવાસ થાય

**દશા ન એવી જ્યા સુધી, જીવ લહે નહિ જોગ,**
**મોક્ષમાર્ગ પામે નહી, મટે ન અ તર રોગ, ૩૯**

જ્યા સુધી એવી જોગદશા જીવ પામે નહી, ત્યા સુધી તેને મોક્ષમાર્ગની પ્રાપ્તિ ન થાય, અને આત્મભ્રાતિરૂપ અનત દુ ખનો હેતુ એવો અતરરોગ ન મટે

---

૧ સમત = સમત (પ્રાસ મેળવવા સમત કર્યુ)

આવે જ્યાં એવી દશા, સદ્‌ગુરુબોધ સુહાય,
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય ૪૦

। એવી દશા જ્યાં આવે ત્યાં સદ્‌ગુરુનો બોધ શોભે અર્થાત્ પરિણામ પામે, અને તે બોધના પરિણામથી સુખદાયક એવી સુવિચારદશા પ્રગટે

જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજ જ્ઞાન,
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ ૪૧

જ્યાં સુવિચારદશા પ્રગટે ત્યાં આત્મજ્ઞાન ઉત્પન્ન થાય, અને તે જ્ઞાનથી મોહનો ક્ષય કરી નિર્વાણપદને પામે

ઊપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય,
ગુરુશિષ્યસંવાદથી, ભાખું ષટ્‌પદ આંહી. ૪૨

જેથી તે સુવિચારદશા ઉત્પન્ન થાય, અને મોક્ષમાર્ગ સમજવામાં આવે તે છ પદરૂપે ગુરુશિષ્યના સંવાદથી કરીને અહીં કહું છું

ષટ્‌પદનામકથન

'આત્મા છે' 'તે નિત્ય છે', 'છે કર્તા નિજકર્મ',
'છે ભોક્તા' વળી 'મોક્ષ છે, 'મોક્ષ ઉપાય સુધર્મ'[1] ૪૩

'આત્મા છે', 'તે આત્મા નિત્ય છે', 'તે આત્મા પોતાના કર્મનો કર્તા છે', 'તે કર્મનો ભોક્તા છે', 'તે કર્મમાંથી મોક્ષ થાય છે', અને 'તે મોક્ષનો ઉપાય એવો સત્‌ધર્મ છે'

---

૧ છ પદ વિષે અન્ય વિવરણ માટે જુઓ પુસ્તકને અંતે ટીપ્પણ ન ૧૦

**કર્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાય,**
**વૃત્તિ વહી નિજભાનમા, થયો અકર્તા ત્યાય ૧૨૧**

જ્યા વિભાવ એટલે મિથ્યાત્વ વર્તે છે, ત્યા મુખ્ય નયથી કર્મનુ કર્તાપણુ અને ભોક્તાપણુ છે, આત્મસ્વભાવમા વૃત્તિ વહી તેથી અકર્તા થયો

**અથવા નિજપરિણામ જે, શુદ્ધચેતનારૂપ,**
**કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પસ્વરૂપ ૧૨૨**

અથવા આત્મપરિણામ જે શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છે, તેનો નિર્વિકલ્પસ્વરૂપે કર્તાભોક્તા થયો

**મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ,**
**સમજાવ્યો સંક્ષેપમા, સકળ માર્ગ નિર્ગ્રંથ ૧૨૩**

આત્માનુ શુદ્ધપદ છે તે મોક્ષ છે અને જેથી તે પમાય તે તેનો માર્ગ છે, શ્રી સદ્ગુરુએ કૃપા કરીને નિર્ગ્રંથનો સર્વ માર્ગ સમજાવ્યો

**અહો! અહો! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર,**
**આ પામર પર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર ૧૨૪**

અહો! અહો! કરુણાના અપાર સમુદ્રસ્વરૂપ આત્મલક્ષ્મીએ યુક્ત સદ્ગુરુ, આપ પ્રભુએ આ પામર જીવ પર આશ્ચર્યકારક એવો ઉપકાર કર્યો

**શું પ્રભુચરણ કને ધરું, આત્માથી સૌ હીન,**
**તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન ૧૨૫**

હું પ્રભુના ચરણ આગળ શું ધરું? (સદ્ગુરુ તો પરમ નિષ્કામ છે, એક નિષ્કામ કરુણાથી માત્ર ઉપદેશના દાતા છે, પણ શિષ્યધર્મે શિષ્યે આ વચન કહ્યુ છે ) જે જે જગતમા

**આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ,**
**ગુરુઆજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન. ૧૨૯**

આત્માને પોતાના સ્વરૂપનું ભાન નહીં એવો બીજો કોઈ રોગ નથી, સદ્ગુરુ જેવા તેના કોઈ સાચા અથવા નિપુણ વૈદ્ય નથી, સદ્ગુરુ આજ્ઞાએ ચાલવા સમાન બીજું કોઈ પથ્ય નથી, અને વિચાર તથા નિદિધ્યાસન જેવું કોઈ તેનું ઔષધ નથી

**જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ,**
**ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિ આત્માર્થ. ૧૩૦**

જો પરમાર્થને ઇચ્છતા હો, તો સાચો પુરુષાર્થ કરો, અને ભવસ્થિતિ આદિનું નામ લઈને આત્માર્થને છેદો નહીં

**નિશ્ચયવાણી સાભળી, સાધન તજવા નો'ય,**
**નિશ્ચય રાખી લક્ષમા, સાધન કરવા સોય ૧૩૧**

આત્મા અબંધ છે, અસંગ છે, સિદ્ધ છે એવી નિશ્ચયમુખ્ય વાણી સાભળીને સાધન તજવા યોગ્ય નથી પણ તથારૂપ નિશ્ચય લક્ષમા રાખી સાધન કરીને તે નિશ્ચયસ્વરૂપ પ્રાપ્ત કરવુ

**નય નિશ્ચય એકાંતથી, આમા નથી કહેલ,**
**એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથ રહેલ ૧૩૨**

અત્રે એકાંતે નિશ્ચયનય કહ્યો નથી, અથવા એકાંતે વ્યવહારનય કહ્યો નથી, બેય જ્યાં જ્યાં જેમ ઘટે તેમ સાથે રહ્યા છે

**ગચ્છમતની જે કલ્પના, તે નહિ સદ્વ્યવહાર,**
**ભાન નહીં નિજરૂપનું, તે નિશ્ચય નહિ સાર ૧૩૩**

ગચ્છ મતની કલ્પના છે તે સદ્વ્યવહાર નથી, પણ આત્માર્થીના લક્ષણમા કહી તે દશા અને મોક્ષોપાયમા જિજ્ઞાસુના લક્ષણ આદિ કહ્યા તે સદ્વ્યવહાર છે, જે અત્રે તો સક્ષેપમા કહેલ છે પોતાના સ્વરૂપનુ ભાન નથી, અર્થાત્ જેમ દેહ અનુભવમા આવે છે, તેવો આત્માનો અનુભવ થયો નથી, દેહાધ્યાસ વર્તે છે, અને જે વૈરાગ્યાદિ સાધન પામ્યા વિના નિશ્ચય પોકાર્યા કરે છે, તે નિશ્ચય સારભૂત નથી

**આગળ જ્ઞાની થઈ ગયા, વર્તમાનમા હોય,**
**થાશે કાળ ભવિષ્યમા, માર્ગભેદ નહિ કોય ૧૩૪**

ભૂતકાળમા જે જ્ઞાનીપુરુષો થઈ ગયા છે, વર્તમાનકાળમા જે છે, અને ભવિષ્યકાળમા થશે, તેને કોઈને માર્ગનો ભેદ નથી, અર્થાત્ પરમાર્થે તે સૌનો એક માર્ગ છે, અને તેને પ્રાપ્ત કરવા યોગ્ય વ્યવહાર પણ તે જ પરમાર્થસાધકરૂપે દેશકાળાદિને લીધે ભેદ કહ્યો હોય છતા એક ફળ ઉત્પન્ન કરનાર હોવાથી તેમા પણ પરમાર્થે ભેદ નથી

**સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય,**
**સદ્ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માહ્ય ૧૩૫**

સર્વ જીવને વિષે સિદ્ધ સમાન સત્તા છે પણ તે તો જે સમજે તેને પ્રગટ થાય તે પ્રગટ થવામા સદ્ગુરુની આજ્ઞાથી પ્રવર્તવુ, તથા સદ્ગુરુએ ઉપદેશેલી એવી જિન દશાનો વિચાર કરવો, તે બેય નિમિત્ત કારણ છે

**ઉપાદાનનુ નામ લઈ, એ જે તજે નિમિત્ત,**
**પામે નહિ સિદ્ધત્વને, રહે ભ્રાન્તિમા સ્થિત ૧૩૬**

સદ્ગુરુઆજ્ઞા આદિ તે આત્મસાધનના નિમિત્ત કારણ છે, અને આત્માના જ્ઞાનદર્શનાદિ ઉપાદાન કારણ છે, એમ

શાસ્ત્રમા કહ્યુ છે, તેથી ઉપાદાનનુ નામ લઈ જે કોઈ તે નિમિત્તને તજશે તે સિદ્ધપણાને નહી પામે, અને ભ્રાતિમા વર્ત્યા કરશે કેમકે સાચા નિમિત્તના નિષેધાર્થે તે ઉપાદાનની વ્યાખ્યા શાસ્ત્રમા કહી નથી, પણ ઉપાદાન અજાગ્રત રાખવાથી તારુ સાચા નિમિત્ત મળ્યા છતા કામ નહી થાય, માટે સાચા નિમિત્ત મળ્યે તે નિમિત્તને અવલબીને ઉપાદાન સન્મુખ કરવુ, અને પુરુષાર્થરહિત ન થવુ, એવો શાસ્ત્રકારે કહેલી તે વ્યાખ્યાનો પરમાર્થ છે

**મુખથી જ્ઞાન કથે અને, અ તર છૂટ્યો ન મોહ,**
**તે પામર પ્રાણી કરે, માન જ્ઞાનીનો દ્રોહ ૧૩૭**

મુખથી નિશ્ચયમુખ્ય વચનો કહે છે, પણ અ તરથી પોતાને જ મોહ છૂટ્યો નથી, એવા પામર પ્રાણી માત્ર જ્ઞાની કહેવરાવવાની કામનાએ સાચા જ્ઞાનીપુરુષનો દ્રોહ કરે છે

**દયા, શાતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ,**
**હોય મુમુક્ષુ ઘટ વિષે, એહ સદાય સુજાગ ૧૩૮**

દયા, શાતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ અને વૈરાગ્ય એ ગુણો મુમુક્ષુના ઘટમા સુજાગ એટલે જાગ્રત હોય, અર્થાત્ એ ગુણો વિના મુમુક્ષુપણુ પણ ન હોય

**મોહભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાત,**
**તે કહીએ જ્ઞાનીદશા, બાકી કહીએ ભ્રાત ૧૩૯**

મોહભાવનો જ્યા ક્ષય થયો હોય, અથવા જ્યા મોહદશા બહુ ક્ષીણ થઈ હોય, ત્યા જ્ઞાનીની દશા કહીએ, અને બાકી તો જેણે પોતામા જ્ઞાન માન્યુ [illegible]

**સકળ જગત તે એઠ-**
**તે કહીએ જ્ઞ**

સમસ્ત જગત જેણે એઠ જેવુ જાણ્યુ છે, અથવા સ્વપ્ન જેવુ જગત જેને જ્ઞાનમા વર્તે છે તે જ્ઞાનીની દશા છે, બાકી માત્ર વાચાજ્ઞાન એટલે કહેવામાત્ર જ્ઞાન છે

**સ્થાનક પાચ વિચારીને, છઠ્ઠે વર્તે જેહ,**
**પામે સ્થાનક પાચમુ, એમા નહિ સદેહ ૧૪૧**

પાચે સ્થાનકને વિચારીને જે છઠ્ઠે સ્થાનકે વર્તે, એટલે તે મોક્ષના જે ઉપાય કહ્યા છે તેમા પ્રવર્તે, તે પાચમુ સ્થાનક એટલે મોક્ષપદ, તેને પામે

**દેહ છતા જેની દશા, વર્તે દેહાતીત,**
**તે જ્ઞાનીના ચરણમા, હો વદન અગણિત ૧૪૨**

પૂર્વપ્રારબ્ધયોગથી જેને દેહ વર્તે છે, પણ તે દેહથી અતીત એટલે દેહાદિની કલ્પનારહિત, આત્મામય જેની દશા વર્તે છે, તે જ્ઞાનીપુરુષના ચરણકમળમા અગણિત વાર વદન હો !

સાધન સિદ્ધ દશા અહી, કહી ગાથ સક્ષેપ,
ષટ્દર્શન સક્ષેપમા, ભાખ્યા નિર્વિક્ષેપ

શ્રીસદ્ગુરુચરણાર્પણમસ્તુ ।

# ટિપ્પણ

## ટિપ્પણ ૧ ગાથા ૧ દુઃખ અને તેની નિવૃત્તિના ઉપાય—

આ અંગે શ્રીમદ્ રાજચંદ્રે અત્યંત કરેલી વિચારણા અહીં જોવા જેવી છે—

દુઃખ શું છે? તેના મૂળ કારણો શું છે? અને તે શાથી મટી શકે છે? તે સંબંધી જિનો એટલે વીતરાગોએ પોતાનો જે મત દર્શાવ્યો છે તે અહીં સંક્ષેપમાં કહીએ છીએ.

શારીરિક માનસિક અનંત પ્રકારના દુઃખોએ આકુલવ્યાકુલ જીવોને તે દુઃખોથી છૂટવાની બહુ પ્રકારે ઈચ્છા છતાં તેમાંથી તે મુક્ત થઈ શકતા નથી તેનું શું કારણ? એવો પ્રશ્ન અનેક જીવોને ઉત્પન્ન થયા કરે, પણ તેનું યથાર્થ સમાધાન કોઈ એક વિરલ જીવને જ પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી દુઃખનું મૂળ કારણ યથાર્થપણે જાણવામાં ન આવ્યું હોય ત્યાં સુધી તે ટાળવાને માટે ગમે તેવો પ્રયત્ન કરવામાં આવે તોપણ દુઃખનો ક્ષય થઈ શકે નહીં, અને ગમે તેટલી અરુચિ અપ્રિયતા અને અભાવ તે દુઃખ પ્રત્યે હોય છતાં તેને અનુભવ્યા જ કરવું પડે. અવાસ્તવિક ઉપાયથી તે દુઃખ મટાડવાનો પ્રયત્ન કરવામાં આવે અને તે પ્રયત્ન ન સહન થઈ શકે એટલા પરિશ્રમપૂર્વક કર્યો હોય છતાં તે દુઃખ ન મટવાથી દુઃખ મટાડવા ઈચ્છતા મુમુક્ષુને અત્યંત વ્યામોહ થઈ આવે છે અથવા થયા કરે છે કે આનું શું કારણ? આ દુઃખ ટળતું કેમ નથી? કોઈ પણ પ્રકારે મારે તે દુઃખની પ્રાપ્તિ ઈચ્છિત નહીં છતાં સ્વપ્નેય પણ તેના પ્રત્યે કંઈ પણ વૃત્તિ નહીં છતાં તેની પ્રાપ્તિ થયા કરે છે અને હું જે જે પ્રયત્ન કરું છું તે તે બધા નિષ્ફળ જઈ દુઃખ અનુભવ્યા જ કરું છું એનું શું કારણ? શું એ દુઃખ કોઈને મટતું જ નહીં હોય? દુઃખી થવું એ જ જીવનો સ્વભાવ હશે? હું કોઈ એક જગતકર્તા ઈશ્વર હશે તેણે આમ જ કરવું યોગ્ય ગણ્યું હશે? શું ભવિતવ્યતાને આધીન એ વાત હશે? અથવા કોઈએક મારા કરેલા આગલા અપરાધોનું ફળ હશે? એ વગેરે અનેક પ્રકારના વિકલ્પો જે જીવો મનસહિત દેહધારી છે તે કર્યા કરે છે અને જે જીવો મનરહિત છે તે અવ્યક્તપણે દુઃખનો અનુભવ કરે છે અને અવ્યક્તપણે તે દુઃખ મટે એવી ઈચ્છા રાખ્યા કરે છે. આ જગતને વિષે પ્રાણીમાત્રની વ્યક્ત અથવા અવ્યક્ત ઈચ્છા પણ એ જ છે કે કોઈ પણ પ્રકારે મને દુઃખ ન હો અને સર્વથા સુખ હો.

પ્રયત્ન પણ એ જ અર્થે છે છતા તે દુખ શા માટે મટતુ નથી? એવો પ્રશ્ન ઘણા ઘણા વિચારવાનોને પણ ભૂતકાળે ઉત્પન્ન થયો હતો વર્તમાનકાળે પણ થાય છે અને ભવિષ્યકાળે પણ થશે તે અનત અનત વિચારવાનોમાથી (જે) અનત વિચારવાનો તેનુ યથાર્થ સમાધાન પામે છે તે પણ તથારૂપ ફળને પામે છે અને ભવિષ્યકાળે પણ જે જે વિચારવાનો યથાર્થ સમાધાન પામશે તે તે તથારૂપ ફળને પામશે એમા સશય નથી

શરીરનુ દુખ માત્ર ઔષધ કરવાથી મટી જતુ હોત મનનુ દુખ ધનાદિ મળવાથી મટી જતુ હોત અને બાહ્ય સસગ સબધનુ દુખ મનને કઈ અસર ઉપજાવી શક્તુ ન હોત તો દુખ મટવા માટે જે જે પ્રયત્ન કરવામા આવે છે તે તે બધાનો સફળ થાત પણ જ્યારે તેમ બનતુ જોવામા ન આવ્યુ ત્યારે જ વિચારવાનોને પ્રશ્ન ઉત્પન્ન થયો કે દુખ મટવા માટે બીજો જ ઉપાય હોવો જોઈએ આ જે કરવામા આવે (છે) તે ઉપાય અયથાર્થ છે અને બધો શ્રમ વૃથા છે માટે તે દુખનુ મૂળ કારણ જો યથાર્થ જાણવામા આવે અને તે જ પ્રમાણે ઉપાય કરવામા આવે તો દુખ મટે નહી તો નહી જ મટે

જે વિચારવાનો દુખનુ યથાર્થ મૂળ કારણ વિચારવા ઊઠયા તેમા પણ કોઈક જ તેનું યથાર્થ સમાધાન પામ્યા અને ઘણા યથાર્થ સમાધાન નહી પામતા છતા મતિવ્યામોહાદિ કારણથી યથાર્થ સમાધાન પામ્યા છીએ એમ માનવા લાગ્યા અને તે પ્રમાણે ઉપદેશ કરવા લાગ્યા જગતમા જુદા જુદા ધર્મમત જોવામા આવે છે તેની ઉત્પત્તિનુ મુખ્ય કારણ એ જ છે

ધર્મથી દુખ મટે એમ ઘણાખરા વિચારવાનોની માન્યતા થઈ પણ ધર્મનુ સ્વરૂપ સમજવામા એકબીજામા ઘણો તફાવત પડયો ઘણા તો પોતાનો મૂળ વિષય ચૂકી ગયા અને ઘણા તો તે વિષયમા મતિ થાકવાથી અનેક પ્રકારે નાસ્તિકાદિ પરિણામોને પામ્યા

દુખનુ મૂળ કારણ અને તે(ની) શી રીતે પ્રવૃત્તિ થઈ તેના સબધમા થોડાક મુખ્ય અભિપ્રાયો અત્રે સક્ષેપમા જણાવવામા આવે છે —

૧ જિનાગમ છે તે ઉપશમસ્વરૂપ છે ઉપશમસ્વરૂપ એવા પુરુષોએ ઉપશમને અર્થે તે પ્રરૂપ્યા છે—ઉપદેશ્યા છે તે ઉપશમ આત્માર્થે છે અન્ય કોઈ પ્રયોજન અર્થે નથી આત્માર્થમા જો તેનુ આરાધન કરવામા ન આવ્યુ તો તે જિનાગમનુ શ્રવણ વાચન નિષ્ફળરૂપ છે એ વાર્તા અમને તો નિસદેહ યથાર્થ લાગે છે

દુ:ખની નિવૃત્તિને સર્વ જીવ ઇચ્છે છે અને દુ:ખની નિવૃત્તિ દુ:ખ જેનાથી જન્મ પામે છે એવા રાગ દ્વેષ અને અજ્ઞાનાદિ દોષની નિવૃત્તિ થયા વિના સંભવતી નથી. ને રાગાદિની નિવૃત્તિ એક આત્મજ્ઞાન સિવાય બીજા કોઈ પ્રકારે ભૂત કાળમાં થઈ નથી વર્તમાનકાળમાં થતી નથી ભવિષ્યકાળમાં થઈ શકે તેમ નથી એમ સર્વ જ્ઞાની પુરુષોને ભાસ્યું છે માટે તે આત્મજ્ઞાન જીવને પ્રયોજનરૂપ છે તેનો સર્વશ્રેષ્ઠ ઉપાય સદ્‌ગુરુના વચનનું શ્રવણ કે સત્શાસ્ત્રનું વિચારવું એ છે જે કોઈ જીવ દુ:ખની નિવૃત્તિ ઇચ્છતો હોય સર્વથા દુ:ખથી મુક્તપણું જેને પ્રાપ્ત કરવું હોય—તેને એ જ એક માર્ગ આરાધ્યા સિવાય અન્ય બીજો કોઈ ઉપાય નથી માટે જીવે સર્વ પ્રકારના મતમતાંતરનો કુળધર્મનો લોકસંજ્ઞારૂપ ધર્મનો ઓઘસંજ્ઞારૂપ ધર્મનો ઉદાસભાવ ભજી એક આત્મ વિચાર કર્તવ્યરૂપ ધર્મ ભજવા યોગ્ય છે

એક મોટી નિશ્ચયની વાર્તા તો મુમુક્ષુ જીવે એ જ કરવી યોગ્ય છે કે સત્સંગ જેવું કલ્યાણનું કોઈ બળવાન કારણ નથી અને તે સત્સંગમાં નિરંતર સમય સમય નિવાસ ઇચ્છવો અસત્સંગનું ક્ષણે ક્ષણે વિપરિણામ વિચારવું એ શ્રેયરૂપ છે બહુ બહુ કરીને આ વાર્તા અનુભવમાં આણવા જેવી છે

યથાપ્રારબ્ધ સ્થિતિ છે એટલે બળવાન ઉપાધિયોગે વિષમતા આવતી નથી, કંટાળો અત્યંત આવી જતાં છતાં ઉપશમનનું સમાધિનું યથારૂપ રહેવું થાય છે તથાપિ નિરંતર ચિત્તમાં સત્સંગની ભાવના વર્ત્યા કરે છે સત્સંગનું અત્યંત માહાત્મ્ય પૂર્વભવે વેદન કર્યું છે તે ફરી ફરી સ્મૃતિરૂપ થાય છે અને નિરંતર અભંગપણે તે ભાવના સ્ફુરિત રહ્યા કરે છે

જ્યાં સુધી આ ઉપાધિયોગનો ઉદય છે ત્યાં સુધી સમવસ્થાને તે નિર્વાહવો એવું પ્રારબ્ધ છે તથાપિ જે કાળ વ્યય છે તે તેના ત્યાગના ભાવમાં ઘણું કરી ગયા કરે છે

નિવૃત્તિ જેવા ક્ષેત્રે ચિત્તસ્થિરતાએ હાલ સૂત્રકૃતાંગસૂત્ર નું શ્રવણ કરવા ઇચ્છા હોય તો કરવામાં બાધ નથી. માત્ર જીવને ઉપશમાર્થે તે કરવું યોગ્ય છે કયા મતનું વિશેષપણું છે કયા મતનું ન્યૂનપણું છે એવા અન્યાર્થમાં પડવા અર્થ તેમ કરવું યોગ્ય નથી તે સૂત્રકૃતાંગ ની રચના જે પુરુષોએ કરી છે, તે આત્મસ્વરૂપ પુરુષ હતા એવો અમારો નિશ્ચય છે

આ કર્મરૂપ ક્લેશ જે જીવને પ્રાપ્ત થયો છે, તે કેમ ત્રુટે ? એવો પ્રશ્ન મુમુક્ષુ શિષ્યને ઉદ્‌ભવ કરી બોધ પામવાથી ત્રુટે એવું તે સૂત્રકૃતાંગ નું

પ્રથમ વાક્ય છે તે બંધન શું? અને શું જાણવાથી તૂટે? એવો બીજો પ્રશ્ન ત્યાં શિષ્યને સંભવે છે, અને તે બંધન વીરસ્વામીએ શા પ્રકારે કહ્યું? એવા વાક્યથી તે પ્રશ્ન મૂક્યા છે અર્થાત્ શિષ્યના પ્રશ્નમાં તે વાક્ય મૂકી ગ્રંથકાર એમ કહે છે કે આત્મસ્વરૂપ એવા શ્રી વીરસ્વામીનું કહેલું તમને કહીશું કેમકે આત્મસ્વરૂપ પુરુષ આત્મસ્વરૂપાર્થે અત્યંત પ્રતીતિયોગ્ય છે તે બંધનનું સ્વરૂપ ત્યાર પછી ગ્રંથકાર કહે છે તે ફરી ફરી વિચારવા યોગ્ય છે ત્યાર પછી તેના વિશેષ વિચારે ગ્રંથકારને સ્મૃતિ થઈ કે આ જે સમાધિમાર્ગ તે આત્માના નિશ્ચય વિના ઘટે નહીં અને જગતવાસી જીવોએ અજ્ઞાની ઉપદેશકોથી જીવનું સ્વરૂપ અન્યથા જાણી કલ્યાણનું સ્વરૂપ અન્યથા જાણી અન્યથાનો યથાર્થપણે નિશ્ચય કર્યો છે તે નિશ્ચયનો ભંગ થયા વિના તે નિશ્ચયમાં સંદેહ પડ્યા વિના અમે જે અનુભવ્યો છે એવો સમાધિમાર્ગ તેમને કોઈ પ્રકારે સંભળાયો શી રીતે ફળીભૂત થશે? એવું જાણી ગ્રંથકાર કહે છે કે આવા માર્ગનો ત્યાગ કરી કોઈએક શ્રમણ બ્રાહ્મણ અજાણપણે વગર વિચાર્યે-અન્યથા પ્રકારે-માર્ગ કહે છે એમ કહેતા હતા તે અન્યથા પ્રકાર પછી ગ્રંથકાર નિવેદન કરે છે કે પંચમહાભૂતનું જ કોઈ અસ્તિત્વ માને છે-આત્માનું ઉત્પન્ન થવું તેથી માને છે જેમ ઘટતું નથી એમ જણાવી આત્માનું નિત્યપણું પ્રતિપાદન કરે છે જો જીવે પોતાનું નિત્યપણું જાણ્યું નથી તો પછી નિર્વાણનો યત્ન શા અર્થે થાય? એવો અભિપ્રાય દર્શાવી યથાર્થ અભિપ્રાયનો બોધ કરી યથાર્થ જ્ઞાન વિના છૂટકો નથી ગર્ભપણું ટળે નહીં જન્મ ટળે નહીં મરણ ટળે નહીં દુઃખ ટળે નહીં આધિ વ્યાધિ ઉપાધિ કંઈ ટળે નહીં અને અમે ઉપર જે કહી આવ્યા છીએ એવા મતવાદીઓ તે સૌ તેવા પ્રકારને વિષે વસ્યા છે કે જેથી જન્મ-જરા-મરણાદિનો નાશ થાય નહીં એવો વિશેષ ઉપદેશરૂપ આગ્રહ કરી પ્રથમાધ્યયન સમાપ્ત કર્યું છે ત્યાર પછી અનુક્રમે તેથી વર્ધમાન પરિણામે ઉપશમ-કલ્યાણ આત્માર્થ કહ્યો છે તે લક્ષમાં રાખી વાચન શ્રવણ ઘટે છે કુળધર્માર્થે સૂત્રકૃતાંગનું વાચન શ્રવણ નિષ્ફળ છે

ઘણાં કાળ સુધી યથાર્થ બોધનો પરિચય થવાથી બોધબીજની પ્રાપ્તિ હોય છે અને એ બોધબીજ તે પ્રાયે નિશ્ચય સમ્યક્ત્વ હોય છે

જેને બાવીશ પ્રકારના પરિસહ કહ્યા છે તેમાં દર્શન પરિસહ નામે એક પરિસહ કહ્યો છે તેમ જ એક બીજો અજ્ઞાન પરિસહ નામનો પરિસહ પણ કહ્યો છે એ બન્ને પરિસહનો વિચાર કરવા યોગ્ય છે એ વિચાર કરવાની

તમારી ભૂમિકા છે અર્થાત્ તે ભૂમિકા (ગુણસ્થાનક) વિચારવાથી કોઈ પ્રકારે તમને યથાર્થ ધીરજ આવવાનો સંભવ છે

કોઈ પણ પ્રકારે પોતે કંઈ મનમાં સંકલ્પેલું હોય કે આવી દશામાં આવીએ અથવા આવા પ્રકારનું ધ્યાન કરીએ તો સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય તો તે સંકલ્પેલું પ્રાયે (જ્ઞાનીનું સ્વરૂપ સમજાયે) ખોટું છે એમ જણાય છે યથાર્થ બોધ એટલે શું? તેનો વિચાર કરી અનેક વાર વિચાર કરી પોતાની કલ્પના નિવૃત્ત કરવાનું જ્ઞાનીઓએ કહ્યું છે

અધ્યાત્મસાર નું વાંચન નવરું થાય છે તે સારું છે અનેક વાર ગ્રંથ વંચાવાની ચિંતા નહીં પણ કોઈ પણ પ્રકારે તેનું અનુપ્રેક્ષન દીર્ઘ કાળ સુધી રહ્યા કરે એમ કરવું યોગ્ય છે

પરમાર્થ પ્રાપ્ત થવા વિષે કોઈ પણ પ્રકારનું આકુળ-વ્યાકુળપણું રાખવું તેને દર્શનપરિસહ કહ્યો છે એ પરિસહ ઉત્પન્ન થાય તે તો સુખદાયક છે પણ જો ધીરજથી તે વેદાય તો તેમાંથી દર્શનની ઉત્પત્તિ થવાનો સંભવ થાય છે તમે દર્શનપરિસહમાં કોઈ પણ પ્રકારે વર્તો છો એમ જે તમને લાગતું હોય તો તે ધીરજથી વેદવા યોગ્ય છે એમ ઉપદેશ છે દર્શનપરિસહમાં તમે પ્રવર્તો છો એમ અમે જાણીએ છીએ

કોઈ પણ પ્રકારની આકુળતા વિના વૈરાગ્ય ભાવનાએ વીતરાગભાવે જ્ઞાની વિષે પરમ ભક્તિભાવે સત્શાસ્ત્રાદિક અને સત્સંગનો પરિચય કરવો હાલ તો યોગ્ય છે કોઈ પણ પ્રકારની પરમાર્થ સંબંધે મનથી કરેલા સંકલ્પ પ્રમાણે ઇચ્છા કરવી નહીં અર્થાત્ કંઈ પણ પ્રકારના દિવ્યતેજયુક્ત પદાર્થ ઇત્યાદિ દેખાવા વગેરેની ઇચ્છા મન કલ્પિત ધ્યાનાદિ એ સર્વ સંકલ્પની જેમ બને તેમ નિવૃત્તિ કરવી શાંતસુધારસ માં કહેલી ભાવના અધ્યાત્મસાર માં કહેલો આત્મનિશ્ચયાધિકાર એ ફરી ફરી મનન કરવા યોગ્ય છે

**ટિપ્પણ ૨ ગાથા ૨ આ કાળ તથા તેમાં મોક્ષની સંભાવના—**

હિંદુધર્મમાં જેમ સત્ય દ્વાપર ત્રેતા કલિ એવા યુગની માન્યતા છે તેમ જૈનમત પ્રમાણે કાલચક્રની કલ્પના છે એ ચક્રને બાર આરા છે, જે ચડતી ઊતરતી કળાના સૂચક છે (મેઘદૂતમાં મહાકવિ કાલિદાસે 'नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण। —उत्तरमेघ ॥ ४६ ॥' એવું જે વર્ણન કર્યું છે એને આ આરાની ચડતીઊતરતી કળા સાથે સરખાવી શકાય ) ભગવાન મહાવીર ચોથા આરામાં થઈ ગયા સુધર્મા નામના મહાવીરના એક શિષ્યના શિષ્ય જંબુ સુધી

ચોથો આરો પ્રવર્તતો હતો ત્યાર પછી પાંચમા આરાનો કાળ છે તેથી વર્તમાનકાળમાં ધર્મનું બળ મંદ પડી ગયેલું મનાય છે

મોક્ષમાર્ગ રાગદ્વેષ-અજ્ઞાનાદિનો અત્યંત ઉચ્છેદ એટલે મોક્ષ માર્ગ એટલે ઉપાય

તત્ત્વાર્થસૂત્રમાં सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः । ॥ ૨ ॥ એમ મોક્ષના ઉપાય-સાધન તરીકે સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર ગણાવ્યાં છે આ ત્રણ ઉપાયનો સંક્ષેપ તત્ત્વનું જ્ઞાન અને તેનું જીવનમાં આચરણ (ક્રિયા) એમ કરવામાં આવે છે

હિંદુધર્મ ભક્તિ કર્મ જ્ઞાન એમ ત્રણ મોક્ષના ઉપાયો દાખવે છે જૈન મત પ્રમાણે શ્રદ્ધા (ભક્તિ) દર્શન ચારિત્ર (કર્મ) જ્ઞાન એવા મોક્ષના ઉપાયો છે પણ ચારિત્ર જ્ઞાન ઇત્યાદિ સમ્યક્-સાચાં હોવાં જોઈએ તો જ તે મોક્ષના ઉપાયો થઈ શકે વળી દર્શન જ્ઞાન અને ચારિત્ર અથવા જ્ઞાન અને ચારિત્ર (ક્રિયા) એ બંને મળીને જ મોક્ષનો મુખ્ય ઉપાય છે નહિ કે કોઈ એક સરખાવો – ज्ञानक्रियाभ्याम् मोक्षः ।

મોક્ષમાર્ગ બહુ લોપ અહીં બહુ શબ્દ યથાર્થ છે મોક્ષમાર્ગ કંઈ નાશ પામ્યો નથી પરંતુ મોક્ષમાર્ગ પ્રરૂપનાર કોઈ વિરલા જ ધ્યાનમાં આવે છે, એમ સમજવું

વળી જૈન માન્યતા એવી છે કે ચોથા આરામાં જન્મેલ હોય તે તે જ જન્મમાં મોક્ષને યોગ્ય જણાય છે આ રીતે જંબૂ સુધી મોક્ષ મનાયો છે જંબૂ પછીના જીવ તે જ જન્મમાં મોક્ષને યોગ્ય નથી મનાયા આ દૃષ્ટિથી શ્રીમદ્ રાજચંદ્રે મોક્ષમાર્ગ બહુ લોપ એમ ઉચ્ચાર્યું છે

આ વસ્તુ સમજાવવા શ્રીમદ્ નીચે પ્રમાણે લખે છે —

જિનાગમમાં આ કાળને દુષમ એવી સંજ્ઞા કહી છે તે પ્રત્યક્ષ દેખાય છે, કેમ કે દુષમ શબ્દનો અર્થ દુઃખે કરીને પ્રાપ્ત થવા યોગ્ય એવો થાય છે તે દુઃખે કરીને પ્રાપ્ત થવા યોગ્ય તો એવો એક પરમાર્થમાર્ગ મુખ્યપણે કહી શકાય અને તેવી સ્થિતિ પ્રત્યક્ષ જોવામાં આવે છે જો કે પરમાર્થમાર્ગનું દુર્લભપણું તો સર્વ કાળને વિષે છે પણ આવા કાળને વિષે તો વિશેષ કરીને કાળ પણ દુર્લભપણાના કારણરૂપ છે

અત્રે કહેવાનો હેતુ એવો છે કે ઘણું કરી આ ક્ષેત્રે વર્તમાનકાળમાં જેણે જેણે પરમાર્થ નાશ આરાધ્યો છે તે દેહ ધારણ ન કરે અને તે સત્ય

છે કેમ કે જો તેવા જીવોનો સમૂહ દેહધારીપણે આ ક્ષેત્ર વતતો હોત તો તેમને તથા તેમના સમાગમમા આવનારા એવા ઘણા જીવોને પરમાર્થ માર્ગની પ્રાપ્તિ સુખે કરીને થઈ શકતી હોત અને તેથી આ કાળને દુસમ કહેવાનુ કારણ રહેત નહી આ રીતે દ્વારાધક જીવોનુ અ પપગુ એ આદિ છતા પણ વર્તમાનકાળને વિષે જે કોઈ પણ જીવ પરમાર્થ માર્ગ આરાધવા ઇચ્છે તો અવશ્ય આરાધી શકે કેમકે દુખે કરીને પણ આ કાળને વિષે પરમાર્થ માર્ગ પ્રાપ્ત થાય એમ પૂર્વ જ્ઞાનીઓનુ કથન છે

જીવ જીવને વર્તમાનકાળમા માર્ગ દુખે કરીને પ્રાપ્ત થાય એવો એકાત અભિપ્રાય વિચારવા યોગ્ય નથી, ઘણા કરીને તેમ બને એવો અભિપ્રાય સમજવા યોગ્ય છે તેના ઘણા કારણો પ્રત્યક્ષ દેખાય છે પ્રથમ કારણ ઉપર દર્શાવ્યુ તે એ કે ઘણુ કરીને આરાધકપણુ નહી તે

બીજુ કારણ તેવુ આરાધકપણુ નહી તેને લીધે વર્તમાન દેહે તે આરાધકમાર્ગની રીતિ પણ પ્રથમ સમજવામા ન હોય, તેથી અનારાધક માર્ગને આરાધકમાર્ગ માની લઈ જીવે પ્રવૃત્તિ કરી હોય છે

ત્રીજુ કારણ ઘણુ કરીને ક્યાક સત્સમાગમ અથવા સદ્ગુરુનો યોગ બને અને તે પણ ક્વચિત બને

ચોથુ કારણ અસત્સગ આદિ કારણોથી જીવને સદ્ગુરુવાદિ નુ ઓળખાણ થવુ પણ દુષ્કર વર્તે છે અને ઘણા કરીને અસદ્ગુરુવાદિને વિષે સત્ય પ્રતીતિ માની ત્યા જ રોકાઈ રહે છે

પાચમુ કારણ ક્વચિત્ સત્સમાગમાદિનો યોગ બને તો પણ બળ વીર્યાદિનુ એવુ શિથિલપણુ કે જીવ તથારૂપ માર્ગ ગ્રહણ ન કરી શકે અથવા ન સમજી શકે અથવા અસત્સમાગમાદિ કે પોતાની કલ્પનાથી મિથ્યાને વિષે સત્યપણે પ્રતીતિ કરી હોય

ઘણુ કરીને વર્તમાનમા કાં તો શુષ્કક્રિયાના પ્રધાનપણામા જીવે મોક્ષમાર્ગ કલ્પ્યો છે અથવા બાહ્યક્રિયા અને શુદ્ધ વ્યવહારક્રિયાને ઉત્થાપવામા મોક્ષમાર્ગ કલ્પ્યો છે અથવા સ્વમતિકલ્પનાએ અધ્યાત્મ ગ્રથો વાચી કથનમાત્ર અધ્યાત્મ પામી મોક્ષમાર્ગ કલ્પ્યો છે એમ કલ્પાયાથી જીવને સત્સમાગમાદિ હેતુમા તો તે માન્યતાનો આગ્રહ આડો આવી પરમાર્થ પામવામા સ્થભભૂત થાય છે

જે જીવો શુષ્કક્રિયાપ્રધાનપણામા મોક્ષમાર્ગ કલ્પે છે તે જીવોને તથારૂપ ઉપદેશનુ પોષણ પણ રહ્યા કરે છે જ્ઞાન દર્શન, ચારિત્ર અને તપ એમ મોક્ષ

શમ સંવેગાદિ ગુણો ઉત્પન્ન થયે અથવા વૈરાગ્યવિશેષ નિષ્પક્ષપાતતા થયે કષાયાદિ પાતળા પડયે તથા કંઈ પણ પ્રજ્ઞાવિશેષથી સમજવાની યોગ્યતા થયે જે સદ્‌ગુરુગમે સમજવા યોગ્ય અધ્યાત્મ ગ્રંથો ત્યાં સુધી ઘણું કરી શાસ્ત્ર જેવા છે તે પોતાની કલ્પનાએ જેમ તેમ વાંચી લઈ નિધારી લઈ તેવો અંતર્ભેદ થયા વિના અથવા દશા ફર્યા વિના વિભાવ ગયા વિના પોતાને વિષે જ્ઞાન કલ્પે છે અને ક્રિયા તથા શુદ્ધ વ્યવહારરહિત થઈ વર્તે છે એવો ત્રીજો પ્રકાર શુષ્ક અધ્યાત્મીનો છે ઠામ ઠામ જીવને આવા યોગ બાઝે તેવું થયું છે અથવા તો જ્ઞાનરહિત ગુરુ કે પરિગ્રહાદિ ઇચ્છક ગુરુઓ માત્ર પોતાના માન પૂજાદિની કામનાએ ફરતા એવા જીવોને અનેક પ્રકારે અવળે રસ્તે ચડાવી દે છે અને ઘણું કરીને ક્વચિત જ એવું નહીં હોય જેથી એમ જણાય છે કે કાળનું દુસમપણું છે

આ દુસમપણું લખ્યું છે તે જીવને પુરુષાર્થરહિત કરવા અર્થે લખ્યું નથી પણ પુરુષાર્થ જાગૃતિ અર્થે લખ્યું છે અનુકૂળ સંયોગમાં તો જીવને કંઈક ઓછી જાગૃતિ હોય તો પણ વખતે હાનિ ન થાય પણ જ્યાં આવા પ્રતિકૂળ યોગ વર્તતા હોય ત્યાં અવશ્ય મુમુક્ષુ જીવે વધારે જાગ્રત રહેવું જોઈએ કે જેથી તથારૂપ પરાભવ ન થાય અને તેવા કોઈ પ્રવાહમાં ન તણાઈ જવાય

વર્તમાનકાળ દુસમ કહ્યો છે છતાં તેને વિષે અનંતભવને છેદી માત્ર એક ભવ બાકી રાખે એવું એકાવતારીપણું પ્રાપ્ત થાય એવું પણ છે માટે વિચારવાન જીવે તે લક્ષ રાખી ઉપર કહ્યા તેવા પ્રવાહોમાં ન પડતાં યથાશક્તિ વૈરાગ્યાદિ અવશ્ય આરાધી સદ્‌ગુરુનો યોગ પ્રાપ્ત કરી કષાયાદિ દોષ છેદ કરવાવાળો એવો અને અજ્ઞાનથી રહિત થવાનો સત્ય માર્ગ પ્રાપ્ત કરવો મુમુક્ષુ જીવમાં શમાદિ કહ્યા તે ગુણો અવશ્ય સંભવે છે અથવા તે ગુણો વિના મુમુક્ષુતા ન કહી શકાય

નિત્ય તેવો પરિચય રાખતાં તે તે વાત શ્રવણ કરતાં વિચારતાં ફરી ફરીને પુરુષાર્થ કરતાં તે મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે તે મુમુક્ષુતા ઉત્પન્ન થયે જીવને પરમાર્થ માર્ગ અવશ્ય સમજાય છે

ટિપ્પણ ૩ : ગાથા ૩ —

દરેક ધર્મના અનુયાયીઓના બે વર્ગો પડે છે કેટલાક બાહ્ય આચરણ — કર્મકાંડ—માં જ રચ્યાપચ્યા રહે છે અને તેને જ મોક્ષનો માર્ગ માને છે જ્યારે તે ધર્મના ગ્રંથો કે તે ધર્મના પ્રવર્તકના પછી ભજનો ઉપદેશાદિનું

પ્રદર્શન કર્યા કરે અને તેને જ મોક્ષનો માર્ગ માને છે આમ બંને વર્ગ એકાંતનો માર્ગ ગ્રહણ કરે છે

આ પ્રમાણે આ બંને વર્ગ બે જાતની ભ્રાંતિ સેવે છે —

(૧) બાહ્ય આચરણવાળા ધર્મોપદેશકના સિદ્ધાંત સમજી શકતા નથી, એ બાબતમાં તેઓ અજ્ઞાન રહે છે અને માત્ર ક્રિયાદિનો અભ્યાસ કરનારા એ સિદ્ધાંતોનું આચરણ કરતા નથી આમ તેઓ બંને એકાંગી છે

અને (૨) પાત્રપાત્રના માર્ગને મોક્ષમાર્ગ માની બેસે છે

શ્રીમદ્ આ શુષ્કજ્ઞાનીને માટે 'વાચાજ્ઞાની' શબ્દ વાપરવામાં આવ્યો છે અને રાજસી તામસી તપનો નિષેધ કરાવ્યો છે કારણ કે એ ક્રિયાજડતા સૂચવે છે

કરુણા અહીં ભાવ કરુણા સમજવી

કરુણા બે પ્રકારની છે – (૧) બીજાના દુઃખને જોઈને તેના ભારમાંથી ન કરવાની વૃત્તિ થાય તે દ્રવ્ય–સ્થૂલ કરુણા અને (૨) બીજાની અજ્ઞાન-અવસ્થા જોઈને અંતર બળી ઊઠે તે ભાવ કરુણા દ્રવ્ય કરુણા બહારથી સ્ફૂરે છે જ્યારે ભાવ કરુણા અંદરથી સ્ફૂરે છે અને તે અભિમાનરહિત હોય છે

ટિપ્પણ ૪ ગાથા ૪ —

આ ગાથામાં શ્રીમદ્ પોતાની વિચારણા સ્પષ્ટ કરે છે —

આચારના બે પ્રકાર છે (૧) અંતરંગી આચાર અને (૨) બાહ્ય આચાર. ક્રિયાજડ લોકો બાહ્ય આચારમાં જ્યાપ્યા રહે છે

**અંતર્ભેદ ન કાંઈ :** અંતરમાં ક્યાં બે –ફેર પડ્યો નથી ...... એવી ને એવી જ રહી આવરણ દૂર ન થયું

માનવી જે કોઈ ક્રિયા કરે અને તે જો ખરેખર સાચી ક્રિયા હોય તો તેના અંતરની પહેલાની સ્થિતિમાં ફેર પડ્યા વિના રહે નહીં તે વિકાસ કરે જ પરંતુ માત્ર બાહ્ય આચારમાં રચ્યાપચ્યા રહેનારા માણસો ભલે કદી ક્રિયા કરતા હોય પણ તેનાથી તેઓના મન પર કદી અસર થતી નથી મનની સ્થિતિ તો એવી ને એવી જ રહે છે અને વળી તેઓ વધુમાં જ્ઞાન માર્ગ —સમ્યક્ જ્ઞાન કે શુષ્કજ્ઞાન–નો પણ નિષેધ કરે છે આવા લોકો ક્રિયાજડ કહેવાય

કબીર નરસિંહ મહેતા તુકારામ અખા વગેરે સંતોએ પણ આવા ક્રિયાજડ લોકોનો ઉલ્લેખ પોતાના પદોમાં કર્યો છે

ટિપ્પણ ૫ ગાથા ૬

આ ગાથાના સાધનસાધ્યસબધ દર્શાવ્યો છે

સમતિ પ્રકરણ માં એકલા જ્ઞાન અથવા એકલી ક્રિયાના અનુપયોગિપણાનુ કથન છે —

णाण किरियारहिय किरियामत्त च दो वि एगता ।
असमत्था दाएउ जम्म मरणदुक्ख मा भाई ॥

— ગાથા (૬૮)

(ક્રિયા વિનાનુ જ્ઞાન અને માત્ર જ્ઞાનશૂન્ય ક્રિયા એ બન્ને એકાંતો હોઈ જ મનુષ્યના દુઃખમાંથી નિર્ભયપણુ આપવા અસમર્થ છે )

શ્રી અરવિંદ પણ The Synthesis of Yoga નામના એમના પુસ્તકમા યોગસિદ્ધિ માટે ચાર મહત્ત્વના સાધનોનો સંકેત દર્શાવતા જ્ઞાન અને ક્રિયા એ બે વસ્તુનો સમાવેશ એમા કરે છે There is first the knowledge of truths principles powers and processes that govern the realisation — Shastra. Next comes a patient and persistent action on the lines laid down by the knowledge

ટિપ્પણ ૬ —

'શ્રી ઠાણાંગસૂત્ર'ની એક ચોભંગી એનો ઉત્તર શ્રી સોભાગભાઈએ વિશેષ સમજવા માગ્યો હતો તે સંક્ષેપમા શ્રીમદ્ રાજચંદ્રે આ પ્રમાણે લખી મોકલ્યો હતો —

(૧) એક આત્માનો ભવાન્ત કરે પણ પરનો ન કરે તે પ્રત્યેકબુદ્ધિ કે અશોચ્ચા કેવળી કેમકે તેઓ ઉપદેશમાર્ગ પ્રવર્તાવતા નથી એવો વ્યવહાર છે

(૨) એક આત્માનો ભવાન્ત ન કરી શકે અને પરનો ભવાન્ત કરે તે અચરમશરીરી આચાર્ય એટલે જેને હજુ અમુક ભવ બાકી છે પણ ઉપદેશમાર્ગના આરાધને કરી જાણ્યુ છે તેથી તેનાથી ઉપદેશ સાંભળી સાંભળનાર જીવ તે ભવે ભવનો અંત પણ કરી શકે અને આચાર્ય તે ભવે ભવાન્ત કરનાર નહીં હોવાથી તેમને બીજા ભાંગામાં ગણ્યા છે અથવા કોઈ જીવ પૂર્વકાળે જ્ઞાનારાધન કરી પ્રારબ્ધોદયે મંદ ક્ષયોપશમથી વર્તમાનમાં મનુષ્યદેહ પામી જેણે માર્ગ નથી જાણ્યો એવા કોઈ ઉપદેશક પાસેથી ઉપદેશ સાંભળતા

પૂર્વસંસ્કારથી પૂર્વના આરાધનથી એવો વિચાર પામે કે આ પ્રરૂપણા જરૂર મોક્ષનો હેતુ ન હોય કેમકે અધપણે તે માર્ગ કહે છે અથવા આ ઉપદેશ દેનારો જીવ પોતે અપરિણામી રહી ઉપદેશ કરે છે તે મહાઅનર્થ છે એમ વિમાસતા પૂર્વારાધન જાગૃત થાય અને ઉદય છતી ભવાંતર કરે તેથી નિમિત્ત રૂપ ગ્રહણ કરી તેવા ઉપદેશકનો પણ આ ભજને વિષે સમાસ કર્યો હોય એમ લાગે છે

(૩) પોતે તરે અને બીજાને તારે તે શ્રી તીર્થંકરાદિ

(૪) પોરો પથ્થર પોતે તરે પણ નહીં અને બીજાને તારી પણ ન શકે તે અભવ્ય કે દુર્ભવ્ય જીવ

એ પ્રકારે સમાધાન કર્યું હોય તો જિનાગમ વિરોધ નહીં પામે

ટિપ્પણ ૭ ગાથા ૧૦

શ્રીમદ્ આ ગાથા સમજાવતા નીચે પ્રમાણે લખે છે —

(૧) સદ્ગુરુ યોગ્ય આ લક્ષણો મુખ્યપણે ક્યા ગુણસ્થાને સંભવે ? અને (૨) સમદર્શિતા એટલે શું ?

ઉત્તર (૧) સદ્ગુરુ યોગ્ય એ લક્ષણો દર્શાવ્યાં તે મુખ્યપણે વિશેષપણે ઉપદેશક અર્થાત્ માર્ગપ્રકાશક સદ્ગુરુના લક્ષણ કહ્યા છે ઉપદેશક ગુણસ્થાન છઠ્ઠું અને તેરમું છે વચ્ચેના સાતમાથી બારમા સુધીના ગુણસ્થાન અલ્પકાળવર્તી છે એટલે ઉપદેશપ્રવૃત્તિ તેમાં ન સંભવે માત્ર ઉપદેશપ્રવૃત્તિ છઠ્ઠેથી શરૂ થાય

છઠ્ઠે ગુણસ્થાનકે સંપૂર્ણ વીતરાગદશા અને કેવળજ્ઞાન નથી તે તો તેરમે છે અને યથાવત્ માર્ગ ઉપદેશકપણું તેરમે ગુણસ્થાનકે વર્તતા સંપૂર્ણ વીતરાગ અને કૈવલ્યસંપન્ન પરમ સદ્ગુરુ શ્રી જિન તીર્થંકરાદિને વિષે ઘટે તથાપિ છઠ્ઠે ગુણસ્થાનકે વર્તતા મુનિ જે સંપૂર્ણ વીતરાગતા અને કૈવલ્યદશાના ઉપાસક છે તે દશા અર્થે જેના પ્રવર્તન પુરુષાર્થ છે તે દશાને સંપૂર્ણપણે જે પામ્યા નથી તથાપિ તે સંપૂર્ણ દશા પામવાના માર્ગસાધન પોતે પરમ સદ્ગુરુ શ્રી તીર્થંકરાદિ આપ્તપુરુષના આશ્રયવચનથી જેણે જાણ્યા છે પ્રતીત્યા છે અનુભવ્યા છે અને એ માર્ગસાધનની ઉપાસનાએ જેની તે દશા ઉત્તરોત્તર વિશેષ વિશેષ પ્રગટ થતી જાય છે તથા શ્રી જિન તીર્થંકરાદિ પરમ સદ્ગુરુનું, તેના સ્વરૂપનું ઓળખાણ જેના નિમિત્તે થાય છે તે સદ્ગુરુને વિષે પણ માર્ગનું ઉપદેશકપણું અવિરોધરૂપ છે.

તેથી નીચેના પાંચમા ચોથા ગુણસ્થાનકે માર્ગનું ઉપદેશકપણું ઘણું કરી ન ઘટે કેમકે ત્યાં બાહ્ય (ગૃહસ્થ) વ્યવહારનો પ્રતિબંધ છે અને બાહ્ય અવિરતિરૂપ ગૃહસ્થ વ્યવહાર છતાં વિરતિરૂપ માર્ગનું પ્રકાશવું એ માર્ગને વિરોધરૂપ છે.

ચોથાથી નીચેના ગુણસ્થાનકે તો માર્ગનું ઉપદેશકપણું ઘટે જ નહીં, કેમકે ત્યાં માર્ગની આત્માની તત્ત્વની જ્ઞાનીની ઓળખાણ પ્રતીતિ નથી, તેમ જ સમ્યગ્ વિરતિ નથી; અને એ ઓળખાણ પ્રતીતિ અને સમ્યગ્ વિરતિ નહીં છતાં તેની પ્રરૂપણા કરવી, ઉપદેશક થવું એ પ્રગટ મિથ્યાત્વ કુગુરુપણું અને માર્ગનું વિરોધપણું છે.

ચોથે પાંચમે ગુણસ્થાને એ ઓળખાણ પ્રતીતિ છે અને આત્મજ્ઞાનાદિ ગુણો અંશે વર્તે છે અને પાંચમામાં દેશવિરતિપણાને લઈ ચોથાથી વિશેષતા છે, તથાપિ સર્વવિરતિના જેટલી ત્યાં વિશુદ્ધ નથી.

આત્મજ્ઞાન, સમદર્શિતા આદિ જે લક્ષણો દર્શાવ્યાં તે સંયતિધર્મે સ્થિત વીતરાગ શાસનના ઉપદેશક ગુણસ્થાનકે વર્તતા સદ્ગુરુનાં લક્ષ મુખ્યતાએ દર્શાવ્યાં છે અને તેમના વિષે તે ગુણો ઘણા અંશે વર્તે છે, તથાપિ તે લક્ષણો સર્વાંશે સંપૂર્ણપણે તો તેરમા ગુણસ્થાનકે વર્તતા સંપૂર્ણ વીતરાગ અને કૈવલ્યસંપન્ન જીવન્મુક્ત સયોગિકેવળી પરમ સદ્ગુરુ શ્રી જિન અરિહંત તીર્થંકરને વિષે વર્તે છે. તેમના વિષે આત્મજ્ઞાન અર્થાત્ સ્વરૂપસ્થિતિ સંપૂર્ણપણે વર્તે છે, તે તેમની જ્ઞાનદશા અર્થાત્ જ્ઞાનાતિશય સૂચવે છે. તેઓને વિષે સમદર્શિતા અર્થાત્ ઇચ્છારહિતપણું સંપૂર્ણપણે વર્તે છે, તે તેમની વીતરાગ ચારિત્રદશા અર્થાત્ અપાયાપગમાતિશય સૂચવે છે. સંપૂર્ણપણે ઇચ્છારહિત હોવાથી વિચરવા આદિની તેઓની દેહાદિ યોગક્રિયા પૂર્વ પ્રારબ્ધોદય વેદી લેવા પૂરતી જ છે, માટે 'વિચરે ઉદયપ્રયોગ' કહ્યું. સંપૂર્ણ નિજ અનુભવરૂપ તેમની વાણી અજ્ઞાનીની વાણીથી વિલક્ષણ અને એકાંત આત્માર્થબોધક હોઈ તેમને વિષે વાણીનું અપૂર્વપણું કહ્યું, તે તેમનો વચનાતિશય સૂચવ્યો. વાણીધર્મે વર્તતું શ્રુત પણ તેઓને વિષે કોઈ પણ નય ન દુભાય એવું સાપેક્ષપણે વર્તે છે, તે તેમનો પરમશ્રુત ગુણ સૂચવ્યો; અને પરમશ્રુત જેને વિષે વર્તે તે પૂજવા યોગ્ય હોઈ તેમનો તેથી પૂજાતિશય સૂચવ્યો.

આ શ્રી જિન અરિહંત તીર્થંકર પરમ સદ્ગુરુને પણ ઓળખાવનારા વિદ્યમાન સર્વવિરતિ સદ્ગુરુ છે, એટલે એ સદ્ગુરુનાં લક્ષણો મુખ્યતાએ દર્શાવ્યાં છે.

હિંસા અસત્ય અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહનો પરિહાર સમદર્શીને વિષે અવશ્ય હોય. અહિંસાદિ વ્રત ન હોય તો સમદર્શીપણું ન સંભવે સમદર્શિતા અને અહિંસાદિ વ્રતોને કાર્ય કારણ અવિનાભાવી અને અન્યોન્યાશ્રય સબંધ છે એક ન હોય તો બીજું ન હોય અને બીજું ન હોય તો પહેલું ન હોય

સમદર્શિતા હોય તો અહિંસાદિ વ્રત હોય
સમદર્શિતા ન હોય તો અહિંસાદિ વ્રત ન હોય
અહિંસાદિ વ્રત ન હોય તો સમદર્શિતા ન હોય
અહિંસાદિ વ્રત હોય તો સમદર્શિતા હોય
જેટલે અંશે સમદર્શિતા તેટલે અંશે અહિંસાદિ વ્રત
અને જેટલે અંશે અહિંસાદિ વ્રત તેટલે અંશે સમદર્શિતા

સદ્ગુરુયોગ્ય લક્ષણરૂપ સમદર્શિતા મુખ્યતાએ સર્વવિરતિ ગુણસ્થાનકે હોય પછીના ગુણસ્થાનકે તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી જાય વિશેષ પ્રગટ થતી જાય ક્ષીણમોહસ્થાને તેની પરાકાષ્ઠા અને પછી સર્વજ્ઞ વીતરાગતા

સમદર્શીપણું એટલે લૌકિક ભાવનો સમાન ભાવ અભેદ ભાવ, એક સરખી બુદ્ધિ, નિર્વિશેષપણું નહીં અર્થાત્ કાચ અને હીરો એ બે સમાન ગણવા અથવા સત્શ્રુત અને અસત્શ્રુતમાં સમપણું ગણવું અથવા સદ્ધર્મ અને અસદ્ધર્મમાં અભેદ માનવો અથવા સદ્ગુરુ અને અસદ્ગુરુને વિષે એક સરખી બુદ્ધિ રાખવી અથવા સદ્દેવ અને અસદ્દેવને વિષે નિર્વિશેષપણું દાખવવું અર્થાત્ બન્નેને એકસરખા ગણવા ઇત્યાદિ સમાન વૃત્તિ એ સમદર્શિતા નહીં એ તો આત્માની મૂઢતા વિવેકશૂન્યતા વિવેકવિકળતા સમદર્શી સત્‌ને સત્ જાણે બોધે અસત્‌ને અસત્ જાણે નિષેધે, સત્શ્રુતને સત્શ્રુત જાણે બોધે કુશ્રુતને કુશ્રુત જાણે નિષેધે સદ્ધર્મને સદ્ધર્મ જાણે બોધે અસદ્ધર્મને અસદ્ધર્મ જાણે નિષેધે સદ્ગુરુને સદ્ગુરુ જાણે બોધે અસદ્ગુરુને અસદ્ગુરુ જાણે નિષેધે, સદ્દેવને સદ્દેવ જાણે બોધે અસદ્દેવને અસદ્દેવ જાણે નિષેધે ઇત્યાદિ જે જેમ હોય તેને તેમ દેખે જાણે પ્રરૂપે તેમાં રાગદ્વેષ ઇષ્ટઅનિષ્ટબુદ્ધિ ન કરે એ પ્રકારે સમદર્શીપણું સમજવું "

**ટિપ્પણ ૮ ગાથા ૧૧**

શ્રી સોભાગભાઈને એક પત્રમાં આ બાબતના અનુસંધાનમાં શ્રીમદ્ લખે છે —

શ્રી મહાવીર સ્વામીથી હાલનુ જૈન શાસન પ્રવર્ત્યુ છે તેમો વધારે ઉપકારી? કે પ્રત્યક્ષ હિતમા પ્રેરનાર અને અહિતથી નિવારનાર એવા અધ્યાત્મ મૂર્તિ સદ્ગુરુ વધારે ઉપકારી? તે પ્રશ્ન માણેકભાઈ તરફથી છે અત્રે એટલો વિચાર રહે છે કે મહાવીરસ્વામી સર્વજ્ઞ છે અને પ્રત્યક્ષ આત્મજ્ઞ—સમ્ય-ક્દૃષ્ટિ છે અર્થાત્ મહાવીરસ્વામી વિશેષ ગુણસ્થાનકે વર્તતા એવા હતા મહાવીરસ્વામીની પ્રતિમાની વર્તમાનમા ભક્તિ કરે તેટલા જ ભાવથી પ્રત્યક્ષ સદ્ગુરુની ભક્તિ કરે એ બેમા હિતયોગ્ય વિશેષ કોણ કહેવા યોગ્ય છે? તેનો ઉત્તર તમે બને વિચારીને સવિસ્તર લખશો.૭

ટિપ્પણ ૯ ગાથા ૨૦ વિનય:—

વિનય—માનવ જીવનનો મૂળ પાયો જ વિનય છે વિનય વિના માનવીનુ ચારિત્ર્ય ખીલે જ નહી ઉત્તરાધ્યયન મા એટલે જ પ્રથમ અધ્યયન વિનય નામનુ છે એમા શિષ્યે ગુરુ સાથે કેમ વર્તવુ ઇત્યાદિ ઉપદેશ જીવનમા ઉતારવા યોગ્ય આપેલો છે બૌદ્ધ ત્રિપિટકોમા પણ વિનયપિટક મા ભિક્ષુ-ભિક્ષુણીઓના આચારધર્મનુ નિરૂપણ છે

વિનય એટલે આચાર. વળી વિનયનો અર્થ માત્ર સભ્યતા કે નમ્રતા નથી જેનાથી આત્માને સિદ્ધિ પ્રત્યે દોરવામા આવે—વિનીયતે તે વિનય એવો વ્યાપક અર્થ સમજવો

વળી દશવૈકાલિક સૂત્ર મા વિનયસમાધિ નામે નવમા અધ્યયનના દ્વિતીય ઉદ્દેશમા પણ વિનય વિષે સવિસ્તર કહેવામા આવ્યુ છે વિનયનુ મહત્વ એક રૂપક દ્વારા સમજાવ્યુ છે તે મનનીય છે

> मूलाउ खन्धप्पभवो दुमस्स
> 
> खंधाउ पच्छा समुविंति साहा ।
> 
> साहप्पसाहा विरुहंति पत्ता
> 
> तओ सि पुप्फं च फलं रसो अ ॥ १ ॥
> 
> एवं धम्मस्स विणओ
> 
> मूलं परमो से मुक्खो ।
> 
> जेण कित्तिं सुअं सिग्घं
> 
> नीसेसं चाभिगच्छइ ॥ २ ॥

(મૂળમાંથી જેમ વૃક્ષનું થડ થાય છે, થડમાંથી શાખાઓ થાય છે શાખાઓમાંથી પ્રશાખાઓ થાય છે, પ્રશાખાઓમાંથી પાન થાય છે, અને પછી પુષ્પ ફળ અને રસ થાય છે તેમ ધર્મરૂપી વૃક્ષનું મૂળ વિનય છે તેના વડે શીઘ્ર કીર્તિ અને સંપૂર્ણ શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત થાય છે અને ફળના સ્વરૂપ મોક્ષ પણ પ્રાપ્ત થાય છે )

ટિપ્પણ ૨૦ ગાથા ૪૩ છ પદ —

આ વસ્તુ સન્મતિ પ્રકરણ ના તૃતીય ખંડના ૫૪-૫૫ શ્લોકમાં કહ્યું છે કે આત્મા વિષે નાસ્તિત્વ આદિ છ પદોનું મિથ્યાપણું અને અસ્તિત્વ આદિ છ પદોનું સમ્યકપણું દર્શાવતા એમાં જણાવ્યું છે —

णत्थि ण णिच्चो ण कुणइ कयं ण वेएइ णत्थि णिव्वाणं ।
णत्थि य मोक्खोवाओ छ म्मिच्छत्तस्स ठाणाइं ॥५४॥
अत्थि अविणासधम्मी करेइ वेएइ अत्थि णिव्वाणं ।
अत्थि य मोक्खोवाओ छ स्सम्मत्तस्स ठाणाइं ॥५५॥

(આત્મા નથી તે નિત્ય નથી તે કાંઈ કરતો નથી તે કરેલ કર્મને વેદતો નથી તેને નિર્વાણ—મોક્ષ નથી અને મોક્ષનો ઉપાય નથી એ છ મતો મિથ્યાજ્ઞાનના સ્થાનો છે

આત્મા છે તે અવિનાશી છે તે કરે છે અનુભવે છે તેને નિર્વાણ છે અને મોક્ષનો ઉપાય છે એ છ મતો યથાર્થજ્ઞાનના સ્થાનો છે )

આ છ પદોનું વધારે સ્પષ્ટીકરણ શ્રીમદ્ રાજચંદ્રે અન્યત્ર કર્યું છે એ નીચે મુજબ છે —

શુદ્ધ આત્મસ્વરૂપને પામ્યા છે એવા જ્ઞાની પુરુષોએ નીચે કહ્યાં છે તે છ પદને સમ્યગ્દર્શનના નિવાસના સર્વોત્કૃષ્ટ સ્થાનક કહ્યાં છે

"પ્રથમ પદ — આત્મા છે જેમ ઘટપટ આદિ પદાર્થો છે તેમ આત્મા પણ છે અમુક ગુણ હોવાને લીધે જેમ ઘટપટ આદિ હોવાનું પ્રમાણ છે તેમ સ્વપરપ્રકાશક એવી ચૈતન્ય સત્તાનો પ્રત્યક્ષ ગુણ જેને વિષે છે તેવો આત્મા હોવાનું પ્રમાણ છે

બીજું પદ — આત્મા નિત્ય છે ઘટપટ આદિ પદાર્થો અમુક કાળવર્તી છે આત્મા ત્રિકાળવર્તી છે ઘટપટાદિ સંયોગી કરી પદાર્થ છે આત્મા સ્વભાવે કરીને પદાર્થ છે કેમકે તેની ઉત્પત્તિ માટે કોઈ પણ સંયોગો અનુભવ

યોગ્ય થતા નથી કોઈ પણ સંયોગો —થી ચેતનસત્તા પ્રગટ થવા યોગ્ય નથી માટે અનુત્પન્ન છે અસંયોગી હોવાથી અવિનાશી છે કેમકે જેની કોઈ સંયોગથી ઉત્પત્તિ ન હોય તેનો કોઈને વિષે લય પણ હોય નહી

"ત્રીજુ પદ — આત્મા કર્તા છે સર્વ પદાર્થ અર્થક્રિયાસંપન્ન છે કંઈ ને કંઈ પરિણામ ક્રિયા-સહિત જ સર્વ પદાર્થ જોવામા આવે છે આત્મા પણ ક્રિયાસંપન્ન છે ક્રિયાસંપન્ન છે માટે કર્તા છે તે કર્તાપણુ ત્રિવિધ શ્રી જિને વિવેચ્યુ છે પરમાર્થથી સ્વભાવપરિણતિએ નિજ સ્વરૂપનો કર્તા છે અનુપચરિત (અનુભવમા આવવા યોગ્ય વિશેષ સંબંધ સહિત) વ્યવહારથી તે આત્મા દ્રવ્ય કર્મનો કર્તા છે ઉપચારથી ઘર નગર આદિનો કર્તા છે

"ચોથુ પદ — આત્મા ભોક્તા છે જે જે ક્રિયા છે તે તે સર્વ સફળ છે નિરર્થક નથી જે કંઈ પણ કરવામા આવે તેનુ ફળ ભોગવવામા આવે એવો પ્રત્યક્ષ અનુભવ છે વિષ ખાવાથી વિષનુ ફળ સાકર ખાવાથી સાકરનુ ફળ અગ્નિસ્પર્શથી અગ્નિસ્પર્શનુ ફળ હિમને સ્પર્શ કરવાથી હિમસ્પર્શનુ જેમ ફળ થયા વિના રહેતુ નથી તેમ કષાયાદિ કે અકષાયાદિ જે કંઈ પણ પરિણામે આત્મા પ્રવર્તે તેનુ ફળ પણ થવા યોગ્ય જ છે અને તે થાય છે તે ક્રિયાનો આત્મા કર્તા હોવાથી ભોક્તા છે

"પાંચમુ પદ — મોક્ષપદ છે જે અનુપચરિત વ્યવહારથી જીવને કર્મનુ કર્તાપણુ નિરૂપણ કર્યુ કર્તાપણુ હોવાથી ભોક્તાપણુ નિરૂપણ કર્યુ તે કર્મનુ ટળવાપણુ પણ છે કેમકે પ્રત્યક્ષ કષાયાદિનુ તીવ્રપણુ હોય પણ તેના અનભ્યાસથી તેના અપરિચયથી તેને ઉપશમ કરવાથી તેનુ મંદપણુ દેખાય છે તે ક્ષીણ થવા યોગ્ય દેખાય છે ક્ષીણ થઈ શકે છે તે તે બંધભાવ ક્ષીણ થઈ શકવા યોગ્ય હોવાથી તેથી રહિત એવો જે શુદ્ધ આત્મસ્વભાવ તે રૂપ મોક્ષપદ છે

"છઠ્ઠુ પદ — તે મોક્ષનો ઉપાય છે જો કદી કર્મબંધ માત્ર થયા કરે એમ જ હોય તો તેની નિવૃત્તિ કોઈ કાળે સંભવે નહી પણ કર્મબંધથી વિપરીત સ્વભાવવાળા એવા જ્ઞાન દર્શન સમાધિ વૈરાગ્ય ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે જે સાધનના બળે કર્મબંધ શિથિલ થાય છે ઉપશમ પામે છે ક્ષીણ થાય છે માટે તે જ્ઞાન દર્શન સંયમાદિ મોક્ષપદના ઉપાય છે

જો જ્ઞાની પુરુષોએ સમ્યગ્દર્શનના મુખ્ય નિવાસભૂત કહ્યા એવા આ છ પદ અત્ર સંક્ષેપમા જણાવ્યા છે સમીપમુક્તિગામી જીવને સહજ વિચારમા તે સપ્રમાણ થવા યોગ્ય છે પરમ નિશ્ચયરૂપ જણાવા યોગ્ય છે તેના સર્વ

વિભાગે વિસ્તાર થઈ તેના આત્મામા વિવેક થવા યોગ્ય છે આ છ પદ અત્યત સદેહરહિત છે એમ પરમ પુરુષે નિરૂપણ કર્યુ છે એ છ પદનો વિવેક જીવને સ્વસ્વરૂપ સમજવાને અર્થે કહ્યો છે અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહભાવ મમત્વભાવ—તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાની પુરુષોએ દેશના પ્રકાશી છે તે સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે એમ જો જીવ પરિણામ કરે તો સહજ માત્રમા તે જાગૃત થઈ સમ્યગ્દર્શનને પ્રાપ્ત થાય સમ્યગ્દર્શનને પ્રાપ્ત થઈ સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે કોઈ વિનાશી અશુદ્ધ અને અન્ય એવા ભાવને વિષે તેને હર્ષ શોક સયોગ ઉત્પન્ન ન થાય તે વિચારે સ્વસ્વરૂપને વિષે જ શુદ્ધપણું સપૂર્ણપણું અવિનાશીપણું અત્યત આનદરૂપણું અતરરહિત તેના અનુભવમા આવે છે સર્વ વિભાવપર્યાયમા માત્ર પોતાને અધ્યાસથી એક્યતા થઈ છે તેથી કેવળ પોતાનુ ભિન્નપણુ જ છે એ સ્પષ્ટ પ્રત્યક્ષ અત્યત પ્રત્યક્ષ અપરોક્ષ તેને અનુભવ થાય છે વિનાશી અથવા અન્ય પદાર્થના સયોગને વિષે તેને ઇષ્ટઅનિષ્ટપણુ પ્રાપ્ત થતુ નથી જન્મ જરા મરણ રોગાદિ બાધારહિત સપૂર્ણ માહાત્મ્યનુ ઠેકાણુ એવુ નિજસ્વરૂપ જાણી વેદી તે કૃતાર્થ થાય છે જે જે પુરુષોને એ છ પદ (નો) સપ્રમાણ એવા પરમ પુરુષના વચને આત્માનો નિશ્ચય થયો છે તે તે પુરુષો સ્વસ્વરૂપને પામ્યા છે આધિ વ્યાધિ ઉપાધિ સર્વ સગથી રહિત થયા છે થાય છે અને ભાવિકાળમા પણ તેમ જ થશે

જે સત્પુરુષોએ જન્મ જરા મરણનો નાશ કરવાવાળો સ્વસ્વરૂપમા સહજ અવસ્થાન થવાનો ઉપદેશ કહ્યો છે તે સત્પુરુષોને અત્યત ભક્તિથી નમસ્કાર છે તેની નિષ્કારણ કરુણાને નિત્ય પ્રત્યે નિરતર સ્તવવામા પણ આત્મસ્વભાવ પ્રગટે છે એવા સર્વ સત્પુરુષો તેના ચરણારવિદ સદાય હૃદયને વિષે સ્થાપન રહો!

જે છ પદથી સિદ્ધ છે એવુ આત્મસ્વરૂપ તે જેના વચનને અગીકાર કર્યે સહજમા પ્રગટે છે જે આત્મસ્વરૂપ પ્રગટવાથી સર્વ કાળ જીવ સપૂર્ણ આનદને પ્રાપ્ત થઈ નિર્ભય થાય છે તે વચનના કહેનાર એવા સત્પુરુષના ગુણની વ્યાખ્યા કરવાને અશક્તિ છે કેમકે જેનો પ્રત્યુપકાર ન થઈ શકે એવો પરમાત્મભાવ તે જાણે કાઈ પણ ઇચ્છા વિના માત્ર નિષ્કારણ કરુણાશીલતાથી આપ્યો એમ છતા પણ જેણે અન્ય જીવને વિષે આ મારો શિષ્ય છે અથવા ભક્તિનો કર્તા છે માટે મારો છે એમ કદી જોયુ નથી એવા જે સત્પુરુષ તેને અત્યત ભક્તિએ ફરી ફરી નમસ્કાર હો!

'જે સત્પુરુષોએ સદ્ગુરુની ભક્તિ નિરૂપણ કરી છે તે ભક્તિ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે જે ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે અને સહેજે આત્મબોધ થાય એમ જાણીને જે ભક્તિનું નિરૂપણ કર્યું છે તે ભક્તિને અને તે સત્પુરુષોને ફરી ફરી ત્રિકાળ નમસ્કાર હો'

જે કે પ્રગટપણે વર્તમાનમા કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઈ નથી પણ જેના વચનના વિચારયોગે શક્તિપણે કેવળજ્ઞાન છે એમ સ્પષ્ટ જાણ્યું છે એમ શ્રદ્ધાપણે કેવળજ્ઞાન થયું છે વિચારદશાએ કેવળજ્ઞાન થયું છે ઇચ્છાદશાએ કેવળજ્ઞાન થયું છે મુખ્ય નયના હેતુથી કેવળજ્ઞાન વર્તે છે કેવળજ્ઞાન સર્વ અવ્યાબાધ સુખનું પ્રગટ કરનાર જેના યોગે સહજમાત્રમા જીવ પામવા યોગ્ય થયો તે સત્પુરુષના ઉપકારને સર્વોત્કૃષ્ટ ભક્તિએ નમસ્કાર હો! નમસ્કાર હો!!

ટિપ્પણ ૧૧ ગાથા ૫૭ —

'આ જ વસ્તુ શ્રીમદ્ રાજચંદ્રે એક પદમા સવિસ્તર સમજાવી છે —

જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્યોનો સ્વભાવ ભિન્ન
સુપ્રતીતપણે બન્ને જેને સમજાય છે
સ્વરૂપ ચેતન નિજ જડ છે સંબંધ માત્ર
અથવા તે જ્ઞેય પણ પરદ્રવ્યમાય છે
એવો અનુભવનો પ્રકાશ ઉલ્લાસિત થયો
જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે
કાયાની વિસારી માયા સ્વરૂપે સમાયા એવા
નિર્ગ્રંથનો પંથ ભવઅંતનો ઉપાય છે
દેહ જીવ એકરૂપે ભાસે છે અજ્ઞાન વડે
ક્રિયાની પ્રવૃત્તિ પણ તેથી તેમ થાય છે
જીવની ઉત્પત્તિ અને રોગ શોક દુઃખ મૃત્યુ
દેહનો સ્વભાવ જીવ પદમા જણાય છે
એવો જે અનાદિ એકરૂપનો મિથ્યાત્વભાવ
જ્ઞાનીના વચન વડે દૂર થઈ જાય છે
ભાસે જડ ચૈતન્યનો પ્રગટ સ્વભાવ ભિન્ન
બન્ને દ્રવ્ય નિજ નિજ રૂપે સ્થિત થાય છે

**ટિપ્પણ ૧૨ સમકિત અને કેવળજ્ઞાન —**

શ્રીમદ્ રાજચંદ્રે એક પત્રમાં સમકિત સંબંધી નીચે પ્રમાણે લખ્યું છે

આત્મસિદ્ધિમાં કહેલા સમકિતના પ્રકારના વિશેષાર્થ જાણવાની જિજ્ઞાસાનો કાગળ મળ્યો છે

આત્મસિદ્ધિમાં ત્રણ પ્રકારના સમકિત ઉપદેશ્યાં છે —

(૧) આપ્તપુરુષના વચનની પ્રતીતિરૂપ આજ્ઞાની અપૂર્વ રુચિરૂપ, સ્વચ્છંદનિરોધપણે આપ્તપુરુષની ભક્તિરૂપ એ પ્રથમ સમકિત કહ્યું છે

(૨) પરમાર્થની સ્પષ્ટ અનુભવાંશે પ્રતીતિ તે સમકિતનો બીજો પ્રકાર કહ્યો છે

(૩) નિર્વિકલ્પ પરમાર્થ અનુભવ તે સમકિતનો ત્રીજો પ્રકાર કહ્યો છે.

પહેલું સમકિત બીજા સમકિતનું કારણ છે બીજું સમકિત ત્રીજા સમકિતનું કારણ છે ત્રણે સમકિત વીતરાગ પુરુષે માન્ય કર્યા છે ત્રણે સમકિત ઉપાસવા યોગ્ય છે સત્કાર કરવા યોગ્ય છે ભક્તિ કરવા યોગ્ય છે

કેવળજ્ઞાન ઉપજવાના છેલ્લા સમય સુધી સત્પુરુષના વચનનું અવલંબન વીતરાગે કહ્યું છે અર્થાત્ બારમા ક્ષીણમોહગુણસ્થાનક પર્યંત શ્રુતજ્ઞાનથી આત્માના અનુભવને નિર્મળ કરતાં કરતાં તે નિર્મળતા સંપૂર્ણતા પામ્યે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે તે ઉત્પન્ન થવાના પ્રથમ સમય સુધી સત્પુરુષે ઉપદેશેલો માર્ગ આધારભૂત છે એમ કહ્યું છે તે નિઃસંદેહ સત્ય છે

**ટિપ્પણ ૧૩ ગાથા ૧૧૭ —**

કર વિચાર તો પામ. માણસ ભલે કેટલુંય જ્ઞાન કે બોધ પામે પરંતુ છેવટે તેણે જાતે પ્રયત્ન કરવાનો રહે જ છે એ વાતનું મહત્ત્વ આ ગાથામાં દર્શાવ્યું છે એની સાથે સરખાવો 'સમાધિશતક' માંનો શ્લોક —

'शृण्वन्नप्यन्यतः कामं वदन्नपि कलेवरात् ।
नात्मानं भावयेद् भिन्नं यावत्तावन्न मोक्षभाक् ॥'

(સદ્ગુરુ પાસેથી આત્મા દેહથી ભિન્ન છે એ વિશે ઘણું સાંભળતું હોય-અને કહી પણ બતાવતો હોય છતાં જ્યાં સુધી દેહથી આત્મા ભિન્ન છે તેની ભાવના કરે નહિ ત્યાં સુધી શુદ્ધ આત્માનો અનુભવ થાય નહિ અને મોક્ષને યોગ્ય તે જીવ થાય નહિ )

-

# પરિશિષ્ટ

## પુસ્તકોની યાદી

૧ શ્રીમદ્ રાજચંદ્ર — પ્ર૦ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ અગાસ
૨. શ્રી રાજચંદ્ર (જીવનયાત્રા અને વિચારરત્નો) સં૦ ગોપાલદાસ જી૦ પટેલ
૩ શ્રીમદ્ રાજચંદ્રની જીવનકળા — લે૦ બ્રહ્મચારી ગોવર્ધનભાઈ કા૦ પટેલ
૪ આત્મસિદ્ધિ વિવેચન — પ્ર૦ મનહરલાલ કડીવાલા સુરત
૫. શ્રીમદ્ રાજચંદ્ર આત્મકથા — સંશોધક હેમચંદ ટોકરશી મહેતા
૬ શ્રીમદ્ રાજચંદ્ર — પ્ર૦ મનસુખલાલ રવજીભાઈ મહેતા
૭ શ્રીમદ્ રાજચંદ્ર અર્ધશતાબ્દિ સ્મારક ગ્રંથ પ્ર૦ શ્રીમદ્ રાજચંદ્ર મુમુક્ષુ મંડળ અગાસ
૮ રાજ-જયંતિ વ્યાખ્યાનો — સં૦ મનસુખલાલ રવજીભાઈ મહેતા
૯ આત્મસિદ્ધિ — સંસ્કૃત પદ્ય-લેખક પં૦ બેચરદાસ
હિન્દી-લેખક અને સં૦ પં૦ ઉદયલાલ
કાશલીવાલ પ્ર૦ હેમચંદ ટોકરશી મહેતા
૧૦ શ્રીમદ્ રાજચંદ્ર — એક આત્માર્થી
૧૧ શ્રીમદ્ રાજચંદ્ર વિચાર-વિવેચન — મુનિશ્રી હર્ષચંદ્રજી
૧૨ શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત તત્ત્વજ્ઞાન — પ્ર૦ મણિભાઈ જમનાદાસ સરૈયા
૧૩ આત્મસિદ્ધિશાસ્ત્ર — સં૦ મનસુખલાલ રવજીભાઈ મહેતા
૧૪ આત્મસિદ્ધિશાસ્ત્ર-અર્થ તથા વિસ્તારાર્થ સહિત સં૦ ભાયાણી હરિલાલ જીવરાજભાઈ
૧૫. શ્રીમદ્ રાજચંદ્રની જીવનરેખા — લે૦ મનસુખભાઈ કિરતચંદ મહેતા

# શુદ્ધિ–વૃદ્ધિ

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૪ | ને ઘરે | ન ઘટે |
| ૨૧ | ૨૧ | શ્રી રામચંદ્ર – | શ્રી રાજચંદ્ર |
| ૩૭ | ૩૮ | અનુક્રમે આસ્રવ | આસ્રવ |

પાન ૪૭, લીટી ૯ ના કાણાન નો ? પાઠ નથી મુકાયો તે નીચે પ્રમાણે છે —

चत्तारि पुरिसजाया—(१) आततकरे नाममेगे णो परतकरे ( ) परतकर णाममगे णो आततकरे (४) एग आवतकरेवि परतकरवि (८) एगे णो आततकरे णो परतकर । सू० २८७ ॥

પુરૂષના પ્રકાર ચાર છે—(૧) એક પોતાનો ભવાન્ત કરે પણ પરનો ભવાન્ત ન કરે (૨) કોઈ પરનો ભવાન્ત કરે પણ પોતાનો ભવાન્ત ન કરે (૩) કોઈ પોતાનો ભવાન્ત કરે અને પરનો પણ કરે (૪) કોઈ પોતાનો ભવાન્ત ન કરે અને પરનો પણ ભવાન્ત ન કરે